# અશ્રુધારા

પેહલી

લેખક:

ઈમામશાહ બાનવા

પ્રકાશક:

બાનવા બુક ડીપો

કોટ સપીલ, કાલુપુર.

અમદાવાદ.

પ્રથમાવૃત્તિ | પ્રત ૨૦૦૦

ઈ. સ. ૧૯૩૦ | હી. સ. ૧૩૪૩

કીંમત ૦-૧૨-૦

# પ્રસ્તાવના.

આ બુક ચાર વર્ષ ઉપર પ્રગટ થઇ હોત, અને તેની હાલમાં બીજી આવૃત્તિ પણ બહાર પડી હોત પરંતુ મારે નુકશાનમાં ઉતરવાનું કુદરતે ધારેલું હશે તે અનુસાર તેમ થયું. "રહબર"ના અધિપતિ પણામાં આ બુક મારા તરફથી ગ્રાહકોને ભેટ આપવા માંગતો હતો, અને સાત ફરમાં છપાઈ પણ ગયા હતાં, કે ફાંટાબાજ કુદરતે પોતાનો દોર ચલાવ્યો. પ્રેસ ચક્રમાં પડયું. ત્યાં બુકના ફરમાં પણ ફસાયા. સમજાવટ તથા પ્રયન્તમાં લાંબો સમય કપાઈ ગયો, છેવટે થાકી બીજીવાર છપાવવાનો પ્રયત્ન કર્યો. મેટર પ્રેસમાં આપી દેવામાં આવ્યું. થોડું કંપોઝ પણ થઇ ગયું, કે અણધાર્યા તે સાત ફરમાં મને મળ્યા કે બીજીવાર છપાવવાનું મુલતવી રાખી વધુ ભાગ છાપવાનું વ્યાજબી ધાર્યું. અર્થાત લાંબા સમયની ધારેલી આશા આજે પૂર્ણ થાય છે; અને સદરહુ બુક વાચકોની સેવામાં મુકવા ભાગ્યશાળી થયો છું, તે માટે ખુદાના લાખલાખ શુક્રાના અદા કરૂં છું.

આ મારી બીજી કૃતિ છે; પહેલી કૃતિમા ઇસ્લામી આલમે સારો સત્કાર આપ્યો છે; આશા છે કે આ બુક પણ વધુ પ્રમાણમાં ફેલાશે. આવી વસ્તુસ્થિતિ જોતાં બાનવા બુકડીપો તરફથી ખરીદારોના લાભાર્થે એક યોજના ઘડી કાઢવામાં આવી છે; અને તે છે મુસ્લિમ ગૌવર ગ્રંથમાળા.

આશા છે કે દરેક મુસલમાન આનો અવશ્ય લાભ મેળવશે.

લિ.

તા, ૧-૯-૧૯૩૦   આપનો માયાળુ.

અમદાવાદ.   ઇમામશાહ બાનવા

(રજીસ્ટર્ડ) ગુલઝાર આઈ પાવડર (રજીસ્ટર્ડ)

## આ પાવડર આંખના ઉપચાર તરીકે અજોડ ઉત્તમ ઔષધિ સાબિત થયું છે.

# કારણ ?

તે આંખના સોજાને મટાડે છે,
તે લાલાશને જડમુળથી નાશ કરે છે.
તે કળતરને તરત આરામ કરે છે.
તે દુખવા આવેલી આંખોને તરત મટાડે છે.

## માટે

એકજ વાર વાપરી ખાતરી કરો.

**એમ. યુ. ઈસ્માઈલ.**

ચાંદલાઓલ. અમદાવાદ.

## હવે પછી ટુંકમાં

# મસ્તીખોર માશુક

## પ્રગટ થશે.

જેના લેખક એક એમ. એ. એલ. એલ. બી. થએલા છે. તેમની કસાયલી કલમથી આ એક હાસ્ય રસપૂર્ણ ટુંકી વાર્તાઓનો સંગ્રહ વાચતાંજ પોકારી ઉઠશો કે "હમણાં સુધી હાસ્યરસની જેટલી બુકો વાંચી છે, તે સર્વે કરતાં આ બુક અત્યુ-તમ છે."

## કારણ ?

તેમાંની દરેક વાર્તા બોધદાયક છે, માર્ગદર્શક છે, તથા સંસાર વ્યવહારમાં જે કુરિવાજો ઘર કરી બેઠા છે; તેની સુધારણા અર્થે આ બુક લખવામાં આવી છે. સાથે વાકયે વાકયે ખડખડાટ હસી પડાય છે. એટલુંજ નહી પણ હસતા હસતા લોટ પોટ થઇ જવાય છે.

# હેત ભર્યું સમર્પણ.

## માનવંતા પ્રિયબંધુ.

### મોહમદઅલી. વી. હસની.

જેઓ એક મારા વિદ્યાર્થી અવસ્થાના સચ્ચા મિત્ર અને જે પણ નામના નહિ પણ કામના. જેમના હૃદયમાં સ્વદેશ સેવા અને રાષ્ટ્રિય ભાવનાના દૃઢ અને સચ્ચા ઉભરાઓ થયાજ કરે છે, અને આ અત્યોત્તમ ગુણાલંકાર તેમનામાં બાળપણથી જન હોય ! તેમ હું અનુભવે માનતો થયો છું. આજ દેશદાઝના કારણે ઇ. સ. ૧૯૨૧ માં રાષ્ટ્રિય ચળવળ ચાલતાં-તેઓ એક સીનિયર સાથે સરકારી સર્વિસમાં સારી લાગવગ તથા માન ધરાવતા છતાં—દેશ લાગણીને ખાતર રાષ્ટ્રિય સેવાને ઉચ્ચ સ્થાન આપ્યું; સાથે તેમાં વધુ દીપી નીકળ્યા. ઘણી રાષ્ટ્રિય શાળાઓ તેમના હાથે આબાદ થઇ, અને તેમની ઉત્તમતા, અપૂર્વ લાગણી અને કાર્ય-કુશળતા તથા પ્રવિણતાના કારણે હાલ પણ તેઓ મજુર મહાજન શાળાઓના ઇન્સ્પેકટર તરીકેનો માનવંતો હોદ્દો ભોગવી રહ્યા છે. એવા મારા એક સાચા મિત્ર અને મુરબ્બીને મારી આ બુક પૂજ્યભાવે અર્પણ કરતા હર્ષાનંદ થાય છે.

હું છું આપનો માયાળુ

**ઇમામશાહ બાનવા.**

# અનુક્રમણિકા



---

# અશ્રુધારા.

ભાગ ૧ લો.



## દુઃખી નાઝ.

### (૧)

"ખુદા ! ખુદા !! આ રૂપ શા માટે? સૌંદર્ય શા માટે? દુઃખનું કારણ આ મારૂં રૂપ ? પ્રિતમની વ્હાલી થાવું તેનું કારણ પણ રૂપ! પણ હાય મારામાં એવું શું મુકી રાખ્યું છે! મારા કરતાં વધારે સ્વરૂપવાન જગતમાં તો શું પણ આ ગામમાં પણ વધારે છે. તો શું તેમને પણ મારા જેટલુંજ દુઃખ હશે? ના ના તેવોના પતિ મારા પતિ કરતાં સારાં હશે. તેવો રૂપની કદર કરતાં હશે. હું રૂપવાન એટલે બેવફા! હાય!"

આવી રીતે એક યુવતી પોતાની અગાશીમાં બેસી બોલતી હતી. તેના ગોલગોલ સૌંદર્ય ભર્યા ગાલ ચંદ્રમાના પ્રકાશમાં ઓરજ છટા આપતા હતા. તેની આંખ હરણી આંખને લજાવનાર તથા મોટી હતી. તેમાં આંસુ ભરાઈ ભરાઈ ઠલવાતા હતા. જ્યારે આંખમાં ન માતા તો ગાલ ઉપર સરી પડતા, ત્યાંથી છાતીના ભરાવદાર ભાગપર

કુદી પડતાં અને ત્યાંથી ખોળામાં શાન્ત થઇ જતાં, ને બાળા આકાસ સામી જોઇ નિશ્વાસ નાંખતી હતી. મસ્તક ઉંચું નીચું કરવાથી માથા ઉપરની ઓઢણી સરી પડી હતી, ને પાછી તે ઓઢી લેતી, પણ આથી ઘુંઘરીયાલા વાલ કાંઈ સંતાતા નહોતા, તે તો પોતાની છટા દેખાડયા વગર રહેતાજ નહિં. તેના મા બાપ નાનપણમાં જુદાઇના દાગ આપી ગયા હતા. જેથી તે બાળા પોતાના ભાઇ પાસે બેસી રડતી. તેને વલગી પડતી. તેનો નાનો ભાઈપિણ રડતો, અને પૂછતો "બેન તું શા માટે રડે છે" ત્યારે તે બાળા પોતાના જળથી ભરેલી આખ લુછ્યા• વગર વધારે રડતાં ડુસકો ચઢી જતો. આથી તેનો ભાઈ ધભરાઇ જતો. અને પ્રશ્ન ઉપર પ્રશ્ન કરતો કે શું આપણાં માતાપિતા જે ગામ ગયા છે ત્યાંથી પાછા નહિ આવે ? બાળા કેહતી "ના."

"કેમ શા માટે ? શું આપણે તેમને વ્હાલા નથી ? શું તે આપણાં માબાપ નોહતા ? શું આપણે તેમને નથી ચાહતા ! નથી યાદ કરતા ?

"આપણે તેમને વ્હાલા હતા તેવોજ આપણાં માબાપ છે. ટુકમાં તું જે કહે છે તે સત્ય છે. પણ હાય."

"પણ બેન તું રડ રડ શા માટે કરે છે ? તું મારા પ્રશ્નનો જવાબ કેમ નથી આપતી ! શું? આપણાં માબાપ જે ગામ ગયા છે ત્યાથી નહિ આવે."

"તે કયા ગામ ગયા છે ભાઇ. શું તને એ ખબર છે ?"

"ના, મોટીમાં ને મોટા બાપુ કહતા કે તમારા માબાપ ગામ છે. પણ તેમના તરફથી કોઈ પણ જાતની ખબર અંતર આવતી નથી, તો શું તે આપાણાં ઉપર ગુસ્સે થયા હશે ? શું તેમના દિલમાં દયા નહિ હોય ! ! !"

"ના ભાઇ ના. તારી માન્યતા ખોટી છે, જા રમ; હું કાગળ લખી તેમના સમાચાર મંગાવીશ."

# ૩

"ક્યારે."

"કાલે."

"તું ખરૂં કહે છે બેન, જોજે કાગળ લખજે. ભૂલજે નહિ, પણ કાગળ શા માટે, ચાલને આપણ તેમની પાસે જઇએ.

"જા ભાઈ જા. રમ. તું હજી નાદાન છે. જા."

આવાં બાનાં બતાવી તે પોતાના અણસમજુ ભાઇને સમજાવી દેતી, અને આવા પ્રસંગ ઘણીવાર આવતા. જ્યારે આવા પ્રસંગો આવતા ત્યારે તે બાળા પોતાનું પત્થરનું હૃદય બનાવી લોહીના ઘુંટડા ગળી જતી. એકલી પડતી ને પાછી રડતી ને ગાતી કે:—

"રમતી તી અહો ! વિશ્વ બાગમાં !
શીતળ છાંયડો ત્યાં મને હતો !
"નવ હતું કશું ભાન તાપનું !
નવ હતી મને લુ કદી અડી !
"પણ પ્રભુ ! પ્રભુ ! કેમ શી રીતે !
ઝપટ એકમાં અગ્નિમાં ધરી !
નવ બળું હજુ ? ખાક ના ઉડે !
હૃદય પિગળી ના વહે અરે ?"

"કલાપી."

પાછી શાન્ત થતી. મસ્તક નીચું નમાવી દેતી ઢળી પડતી. ઉંઘી જતી. ત્યારે સ્વપ્નામાં પણ રડતી. તેના મોટા બાપુ તથા મોટીમાં ઘણું સમજાવતા. તેમનું મન મનાવવા બનતું કરતાં, પણ ગુમ થએલા માંબાપ તે લાવી શકતા નોહતા. બાળકો પોતાના માંબાપ જોવા માંગતા, પણ તે બનવું અશકત હતું.

## (૨)

આહા ! કેવો ભયંકર શબ્દ !! જેને સાંભળતાંજ રૂંવાટા ઉભા થઈ જાય છે. કેટલો બધો વજન ! કે જેના આગળ મોટા મોટા પર્વતો પણ એક પ્રમાણું સમાન છે. જુદાઈનો સદમો ઉઠાવનાર આખા બ્રહ્માંડમાં કોણ છે ? કયાં છે. અરે કોઇએ નથી, અને કોઈ પણ જગ્યાએ નથી. જ્યારે આમ છે, તો પછી તેની સ્થિતિ જગતમાં શા માટે થઈ, એજ પ્રશ્ન ગુંગળાવી મારે છે, ખુદાથી પણ જુદાઇનો દર્દ ન વેઠાયો અને પેગમ્બર મોહંમદ (સ.) ને મેહરાજના બાને પોતાની પાસે બોલાવી લીધા; તો પછી મનુષ્ય કોણ માત્ર ! ખરી રીતે.

"રાબે મેહરાજકા બહાનાથા,
અપને મેહબુબકો બુલાનાથા.
અપને મેહબુબકો બુલાકે ઉસે,
હિરિકકી આગકો બુઝાના થા."

આશક પોતાની માશુકની જુદાઈ પસંદ નથી કરતો. અરે ! એટલું તો કયાં પણ તેનો પડછાયો તથા પ્રેમમાં તેનું નામ પણ મુખે બોલવા કે કાને સાંભળવા નથી માંગતો. જો કે આમા પણ આનંદ મળે છે. તેનો દાખલો આપવો આ એક અશકય બીના છે. જો કે આમાં પણ આનંદ તો છેજ. પણ તેને તે પસંદ નથી કરતો. જો કે આમાં પ્રેમ દઢ થાય છે, પણ પ્રેમી તે દઢતાને નથી ચાહતો, પણ કુદરત તો પોતાનું કાર્ય કરેજ જાય છે.

સમી સંધ્યાનો સમય છે. ચંદ્રમાં પોતાનો શિતળ શિતળ પ્રકાશ પૃથ્વીપટ ઉપર પ્રસારી રહ્યો છે, અને જગતમાં શાન્તતા પ્રસારવા મનથન કરી રહ્યો છે, પણ હાય ! પ્રેમીના દિલને તે કયાં શાન્ત કરે છે ? બાર વાગવા આવ્યા છે. સર્વે જગત શાન્ત નીદ્દડીમાં પડયો છે, ત્યારે પણ એક યુવક પોતાના ઘરની અગાસીમાં પડયો પડયો આમથી તેમ

આળોટી રહયો છે. ઘરની પાસેના બગીચામાંથી મધુર મધુર શિતળ વાયુ પુષ્પોની સુવાસ ગૃહી અગાસીમાં આવી રહયો છે, આથી તે યુવક તો વધારે ગભરાય છે. પાથરણામાંથી ઉભો થઈ જાય છે. આમથી તેમ આ ખુણાથી પેલા ખુણે જાય છે, ત્યારે પણ તેને શાન્તિ મળી નહિ. તરત તે ઘરમાં જઇ ફીડલ લઈ આવે છે. તેના સુર મેળવી ગાવા લાગે છે, તે શું ગાય છે તે સાંભળ.

"કોઈ તો મોહબ્બતમે મુજે સબર જરાદે;
તેરી તો મિસ્લ વો હે નમેંદુ ન ખુદદે.
તેરે તો બરસનેસે તરસતા હે મેરા દીલ,
અય અબ્ર કભી મેરી લગીકીતો બુજાદે,
થમ થમ કે જલાતાહે મુજે સોજે મોહબ્બત,
ગર આગ લગાની હે તો એકબાર લગાદે.
અય બેખુદીએ શોક યે એહસાનહો તેરા,
વો જાનકે ગશમે મુજે દામનસે હવાદે ?"

છેલ્લી કડી બે–વાર ગાવા લાગ્યો. પલટી પલટી ગાવા લાગ્યો પણ આ શું તેના હાથમાનું ફીડલ શાથી પડી ગયું. શું તે ખરેખર બેહોશ થઇ ગયો ? હા એમજ છે. પણ તેના હોટ હાલી રહ્યા છે. જુવો ! સાંભળો ! તે સ્વપ્નામાં બેહોશીમાં પણ ગાય છે.

વો...જા...નકે ગશમેં...મુજે...થમ...થમ...થ...મ કે જલા...તા... આગ...લગાની હે તો...

જાહેર રીતે જોતાં સાફ માલમ પડી આવે છે, કે આ એક પ્રેમમાં કામદેવના બાણે ઘાયલ થયલો છે, કોઈ માશુકના પ્રેમમાં ઝુરી રહયો છે. મલિન પ્રેમે તેના ચોખા અંતઃકરણમાં વાસ કર્યો છે. પણ સબુર આગળ વધ અને પછી પોતાનો વિચાર જણાવ;

કારણ કોઈના પણ ઉપર વગર જાને વિચાર બાંધવો એક મુખતા છે, પણ જુવોને યુવક પાછો જાગી ઉઠયો. આ વખતે તે ક્રોધમાં છે, તેની આંખો લાલ થઈ ગઈ છે. ક્રોધથી તે ધ્રુજી રહ્યો છે. જુવો તે પાછો બોલવા લાગ્યો.

" બસ. જ્યારે તું આમ કરે છે. તો તને...તેનો બદલો આપવોજ જોઇએ. હલકા લોકોની સાથે ફરી જ્યારે તેં...મારા હૃદયની શાન્તિ આરામ, થનાર હતી. અફસોસ !......અથવા જે એક મારો પ્રેમાળ પુષ્પ બનનાર હતી. તે તેં મારી પાસેથી છીનવી લીધી છે. મારી શાન્તિ, આરામ, સર્વે તેં નષ્ટ કર્યું છે." તેટલા ઉપરે ન થોભતાં તે બીચારી નિર્દોષ બાળા ઉપર પણ જુલ્મ. તેનો શો વાક !!

"બસ. બસ. યાદ રાખજે. હજી પણ હું હયાત છું, ત્યાં સુધી તેને દુઃખ નહિ થવા દવું પહેલાથી તેના ઉપર પ્રેમ રાખતો અવ્યો છું અને હાલ પણ રાખું છું. પણ હાય ! તેમાં જમીન આસમાનનો ફેર છે. પહેલાંનો પ્રેમ તેને મારા સુખ દુઃખની ભાગીરણ બનાવવાનો અને હાલનો પ્રેમ તેને માત્ર તેને સુખી કરવાનો છે. શું મારા હોવા છતાં તેને દુઃખ!! નહિ. નહિ. કદાપિ નહિ.

યાદ રાખજે, સારી પેઠે યાદ રાખજે, હું તારા સર્વ અવગુણો જગતનીજ નજરે લાવીશ. બસ આજથી તે કાર્ય કરવા તૈયાર છું, અને જે પહેલાં જે મારૂં પ્રેમાળ પુષ્પ ગણાતું અને હાલ પણ છે. તેને સુખી કરવા પ્રાણ પણ આપવા તૈયાર છું ! "બસ, બસ, એજ." આટલું બોલી ઊંઘી જાય છેઃ પણ તે જખ્મીને ઉંઘ કયાં ?

સવાર થવા આવી છે. સુર્યના ચંદચંદ કીરણો પૃથ્વી પટ ઉપર પ્રકાશ પ્રસારી રહ્યો છે. મસીદોમાં અલ્લાહો અકબરનો પવિત્ર

ધ્વનિ થતાંની સાથેજ યુવક ઉઠયો. નમાજ અદા કરી. રાત્રીએ કરેલા વિચારોપર અમલ કરવા તૈયાર થઇ ગયો.

(૩)

આ યુવક તે બાળાની પડોશમાં રહેતો હતો. તેના પિતાની સ્થિતિ જો કે સાધારણ હતી, તો પણ તેઓ સંતોષથી સંસાર વેહવાર ચલાવતા હતા. પણ હાય મૃત્યુ કોઇને પણ મુકતો નથી. જ્યારે તે યુવકનો પીતા અચાનક મૃત્યુ પામ્યો ત્યારે તેની વય આસરે સાત આઠ માસની હશે. તેની માતાની ઉંમર તે વખતે વીસ બાવીસના આશરે હશે. તેની માતા તથા અન્ય સ્નેહિના રૂદને તેના બાપને ન બચાવી શકયા. માતા ચોધાર આંસુએ રડતી. ને બાળક કાંઇ પણ સમજ્યા વગર જાણે તેને પણ સમજ ન પડી ગઈ હોય તેમ રડવા લાગતું. માતાએ બાળકને છાતી સરખો ચાંપતી. તેના કપાળમાં ચુંબન કરતી. ને પાછી રડતી હતી.

હાલ તે વાતને પંદર વરસ થઈ ગયા છે. માતા પોતાના બાળક કે જે હાલ પંદર વર્ષના થવા આવ્યો છે. તેને જોતા અને આનંદી થતી હતી. અને કાલે દુઃખના દીવસો કપાઇ સુખના દહાડા આવશે એવી એવી આશાએ પોતાના દુઃખી દિલને મનાવતી. સમજાવતી, હસી પડતી, પાછી પાછલો વખત યાદ આવતાં રડી પડતી હતી. હવે તેનો પુત્ર કોલેજમાં અભ્યાસ કરે છે. ને ઉનાળાની રજા પડવાથી પોતાના ગામ આવ્યો હતો. નાઝના ઉપર તેની પહેલ વહેલી નજર પડતાં તે તેના ઉપર મોહિત થઇ ગયો, તેને ચાહવા લાગ્યો. નાઝ તે યુવકને ચાહતી કે કેમ તે કહી શકવું ભારે હતુ. પણ ઘડી ઘડીએ બાળાનું સામા જોવું તથા પાછું મસ્તક નીચું નમાવી દેવું, તે કાંઇ ઉંડો ભેદ બતાવતો હતો. યુવક માનીલેતો કે તે

માથું નમાવી. પોતાને મને સોંપે છે; પણ બાળા તો શરમને લઈ આમ કરતી હતી. પણ એમ તો કહી શકાય કે બાળા યુવકને ચાહતી હતી. પછી તે કેવા પ્રકારે ચાહતી તે કહી શકાય તેમ નથી, કારણ કોઈના દિલની વાત જાણવી તે મનુષ્યની શક્તિ બહાર છે. જેમ યુવકના પિતા તેને નાહનો મુકી મૃત્યુ પામ્યા હતા; તેમ તે બાળાના માંબાપ તેને સંસારમાં એકલી મુકી મૃત્યુ પામ્યા હતા. તેમ તે બાળા "માંબાપ વગરની" "માંબાપ વગરની"ના મેણાં સાંભળી સાંભળી થાકી જતી ને તે પોતાનું દુઃખ તે યુવક પાસે આવી રડતી કહેતી. યુવક તેના આંસુ લુચતો હતો, તેને ધીરજ આપતો; પણ હવે તે નાઝ કાંઇ નાનું બાળક નોહતી, તેમ યુવક કે જેનું નામ અંદાજ હતું; તે પણ હવે યુવાન થઈ ગયો હતો. તેથી બન્ને મળવા માટે શરમાતા હતા. તેવો વખતે મળતા પણ ડરતા. ડરતા એકાન્ત હોવા છતાં આજુ બાજુ જોયા કરતા હતા, કે વખતે કોઈ જોઈ ન જાય. આવી રીતે તેવો વખત મેળવી સમાગમનો લાભ લેવા લાગ્યા. વાંચકબંધુ, તું પણ સંતાઇ તેમની વાત સાંભળ; જો કે કોઇની છુપી વાત સાંભળી યોગ્ય તો નથી. જુવો. યુવક ઝપાટાબંધ નદી તરફ જાય છે, માટે આપણે પણ ચાલી તેની પાછળ પાછળ જઈ ને કયાં જાય છે તે જોઇએ.

કાલે સવારની ટ્રેનમાં "અંદાજ" કાલેજમાં જનાર છે. અને ત્યાં પાસ થઇ નોકરી લઇ લેશે. એવી વાત "નાઝના" સાંભળવામાં આવી હતી, તેથી તે પણ તેને મળવા માટે ચાહતી હતી. તેથી તેવો નાનપણમાં નદી કાંઠે આવેલી વાડીમાં રમતાં અને એક એકનું દુઃખ જણાવતાં ત્યાં આગળ પહેલાંથી નાઝ ગઇ હતી. અંદાજને તે વાતની ખબર મલી હતી; તેથી તે પણ તેને મળવા ચાહતો, ને આથી ઉતાવળો ઉતાવળો

નદી કાંઠે જતો હતો. તે છેવટે વાડીમાં આવી ગયો, ને એક પત્થરની બેઠક ઉપર બેસી ગયો. એટલામાં સામાં એક લતામાં તેની મનની દેવી નાઝ દેખાવવા લાગી તેથી તેની આંખો નાચવા લાગી. ઉભો થઇ ગયો. ને આકાશ સામાં જોવા લાગ્યો. તે વખતે તે શા વિચારમાં ગુંથાયો હશે ? તે કાલે જનાર છે. તેથી નાઝ દિલગીર થશે ને રડશે. એમ તે માનતો હતો, અને તેના હૃદયમાં રણકાર થઈ રહ્યો હતો કેઃ—

"અરે ! વ્હાલી ! વ્હાલી !
રૂદન તુજ ભેદે હૃદય આ,
ન કંઈ રોવા જેવું,
પણ ન મુજ હૈયું સ્થિર રહે"

પાછો યુવક આજુબાજુ જોવા લાગ્યો, બપોર થવા આવી હતી, સૂર્ય બરાબર માથા ઉપર આવી ગયો હતો. તડકો સખત પડવા લાગ્યો. એવા સમયમાં નાઝ શરમાતી અંદાજની પાસે આવી ઉભી રહી ગઈ, પણ પાસે આવતાં તેના ગુલાબી ગાલ ઉપર લાલાસ આવી ગઇ હતી, તેની કાયા કંપી રહી હતી, દેખાતું હતું કે અમળાં પડી જશે, અંદાજ ઉભો થયો. તેને આસરો આપવા હાથ લંબાવ્યો પણ નાઝે રોક્યો ને એક આંબાના વૃક્ષના થડને ટેકો આપી ઉભી રહી ગઇ. તે વખતે નાઝ અદબ કરી વિચાર કરી રહી હતી કે "યો ખુદા ઇશ્ક શી વસ્તુ છે ? જો મારા દિલમાં કાંઈ બુરાઇ હોય તો ઠંડા દિલથી કહું છું કે અંદાઝનો ઇશ્ક મારા દિલમાંથી લઈ લે, નહિ, નહિ, ના લઈ લે, નહિ. નહિ, લઇલે. પણ હા. હું તારી મરજીએ મરજી રાખવા તૈયાર છું, તેના ઇશ્કે મને દીવાની બનાવી મુકી છે. હકીકત તો એ છે. કે આ ઇશ્કને દિલોમાં નાખનાર પણ તું છે. અમારા

ઇશ્કને તું ચાહે છે, નહિ તો આવી રીતે કેમ થાય. ઇશ્ક જે ઉત્તમ ગણાય છે, અને જે તારા આગળ પવિત્ર છે. જે ઇશ્ક કરવા તેં રજા આપી છે' વળી તે અંદાજને શા માટે ચાહે છે તે પ્રશ્ન પણ તેને ગુંગળી નાંખતો.

આ વખતે અંદાજની સ્થિતિ તો તાજુબી ઉત્પન્ન કરનાર થઈ પડી હતી. તે પોતાની એક સ્નેહાલ આંખોને જોઇ રહ્યો હતો. અતિ ખુશીમાં સમાતો નોહતો. તે વિચાર કરતો કે આ સ્વપ્ન તો નથી, પણ આમ આને આવતાં કોણે પ્રેરી ? તે કઇ શક્તિ હતી. તે પુછવાનું તેનું મન થતું હતું. વળી તે મનમાંને મનમાં વિચાર કરતો કે મારી નાઝના દિલમાં સારો ચાહ છે. કેમ કે આની પહેલાં જ્યારે બન્ને સમજદાર થયા ત્યારથી તેવો મળી શકતા નહોતા. અન્યજન તેમ કરવા દેતા નોહતા. અંદાજે એકાન્તમાં મળવા સારૂં ઘણાં પ્રયત્નો કર્યાં પણ તે નકામાં ગયા હતા. તેનાથી ઉલટું આજે જે મેળાપ એકાન્તમાં સ્હેજમાં થયો શું તેના સંબંધમાં આ વારદાત તેના માટે કિમત વગરની હતી. આ પ્રસંગની કીંમત થઇ શકે તેમ છે. ખરી રીતે ઓરજ પ્રકારનો આનંદ ભોગવી રહ્યો હતો જેમ કેઃ—

"હાજતેરાબ દિલે બુલબુલ
કોઇ દેખે ઉસવક્ત
ખિલકે જબ બુએ મોહબત.
ગુલે તર દેતાહે."

**અંદાઝ**—મારી ધ્યાનમાં નથી આવતું કે આવો આનંદ કોઇ-પણ અન્ય વસ્તુમાં હોય. ખરી રીતે આ એક સ્વર્ગીય કરતાં પણ અધિક આનંદ આપનાર પ્રસંગ છે. પણ હાય લોકલાજ, તથા બદનામી આવા ઉત્તમ આનંદને માટીમાં મેળવી દે છે, પરંતુ તારા તરફ મારો

જેટલો સ્નેહ છે. તે તો જણાવવા મારી જીભ અશક્ત છે, પરંતુ તે સાથે આ વાતનો પણ મને વિચાર છે, આ મેળાપના પ્રતાપે મારા પ્રાણથી પ્રિય સ્નેહાલ નાઝ ઉપર દુઃખનું કારણ ન થઇ પડે.

નાઝ આ છેલ્લું વાક્ય સાંભળી, ચમકી ગઈ ને તેને માલમ પડ્યું કે જે વાત તે પોતાના સ્નેહિને કેહવા આવી છે. તે વાત તો તે જાણી ગયો છે. આથી તે શરમના કારણે કાંઈ પણ જવાબ ન આપી શકી, કારણ તે કાંઈ નાની સુની વાત નોહતી. પણ પોતાના લગ્ન બીજી જગ્યા થનાર છે. તે વાત જણાવવા આવી હતી. કે જે વાત અંદાઝના દિલને રેંશી નાખવા માટે બસ હતી. અંદાઝથી આ પ્રમાણે નાઝની ચુપકી સહન ન થઇ તેથી તે બોલી ઉઠ્યો.

" પણ આમ ગભરાટનું કારણ શું છે? શું તમોને મારા કોલેજમાં જવાનું પસંદ નથી ? "

આ વાક્ય પુર્ણ થતાંજ નાઝથી ન રેહવાયું. તે પોતાના દિલને કાબુમાં ન રાખી શકી. તેનું દિલ તેના હાથમાંથી નીકળી ગયું. ગમનું વાદળ ચઢી આવ્યું, ચક્ષુથી આંસુની ધારા વેહવા લાગી. કંઇ કેહવા માંગતી હતી પણ રડવા આગળ તેને નવરાશ નોહતી મળતી. કેટલા વાર પછી ધ્રુજતા અને દર્દભર્યા અવાજે બોલવા લાગી.

" અલબત્ત મને અહર્નિશ તમારી જીંદગીનું દુઃખ છે, નાકે તમારા જવાનો. "

હજી આગલ કેહવા માંગતી હતી. કે ફરી તેનું દિલ ભરાઇ આવ્યું, અને સ્નેહભરી આંખ નમી ગઇ. નાઝની આવી સ્થિતિ જોઈ અંદાઝ પણ ગભરાઈ ગયો. એકદમ નાઝના કોમળ કર પોતાના હાથમાં લઈ લીધા. જો કે અંદાઝને આ પહેલ વહેલો પ્રસંગ હતો, તેથી બન્નેના શરીરમાં એક પ્રકારની

શકિત કહો કે કુંઆરી કહો, ગમે તે કહો તે એક વિજળીની માફક પ્રસરી ગઈ. આથી અંદાઝમાં એક પ્રકારની ઓરજ શકિત આવી ગઈ, ને તે અનુપમ ખુશીમાં આવી જઇ બોલવા લાગ્યો.

અંદાઝ—શું કેહતા હતા, શા માટે આગળ બોલતા નથી, શું તમોને વહેમ છે કે હું અન્ય સાથે વિહવા કરી લઇશ નહિ. નહિ કદાપિ નહિ. જ્યારે તમારા તરફથી આવું કરવામાં આવશે ત્યારેજ તમારા નામને કલંગ ન લાગે એટલાજ માટે કોઈ અન્ય સાથે લગ્ન કરીશ. શું હું તમારો શત્રુ બની જઇશ? નહિ. તે બનશેજ નહિ. અગર એમ નહિ તો કોઈ મારો શત્રુ ઉભો થયો છે, અને આપણી આ સંબંધ તે જોઈ શકતા નથી. પણ મને કોઇની પણ શત્રુવટની પરવા નથી. કારણ જ્યાં સુધી તમારા દિલમાં મારો સ્નેહ છે. તે મારા માટે અમૃત છે. તે શકિતના પ્રતાપે આખા જગત સામા થવા હું શક્તિ ધરાવું છું.

નાઝ—( રડતા સાદે ) પણ જે હું તમારી શત્રુ થઇ જવું તો.

અંદાઝ—જ્યારે તમોજ મારા શત્રુ બની જશો. તો મને પોતાને પણ આ મારી જીંદગી ભારે પડશે. તે વખતે જે મને મારી નાખશે તેનો ઘણો ઉપકાર માનીશ, પણ હું તે નહિ માનું તમારા દિલમાં જે વાત હોય તે સાફ સાફ કહી દો. બતાવો. બતાવો. ગમે તેવી અડચ-ણને હું પાયમાલ કરવા મારા પ્રાણની પણ પરવા કરીશ નહિ.

આ સાંભળતાં નાઝના મુંખડા ઉપર દિલગીરીનું વાદળ આવી ગયું.

અંદાઝ–મારી સ્નેહાલ મૂર્તિ. તું તે માણસનું નામ બતાવી શકો છો, પણ તમો રડો છો શા માટે.

નાઝ—મને રડવાદો. રડવાદો. હું પહેલાંથી રડની આવી છું, અને આખર સુધી રડીશ ! માટે મને રડવાદો. કારણ.

રોનારાને રોવા દેજો;
હસવાનું તેને ના કેહજો;
શીદ દયા ખાલી ખાવાની ?
રોતી આંખો રોવાની !"

અહાહા !! હું શું કહું !

" રોનારાએ રોઇ લીધું,
આંસુડાને હેઠે દીધું,
આંખે ઘેલું અમૃત પીધું,
પી પી રોવાની !"

માટે મને રડવાદો. પેટ ભરીને રડવાદો. જ્યારે તમો પણ મારી વાત સાંભળશો તો રડી પડશો. તેમાં કોઇનો વાંક નથી. વાંક મારી કિસમતનો. નહિ તો નાનપણમાં મારા માબાપ મૃત્યુ.........

આટલું બોલતાંજ તે બુમ પાડી રોઇ પડી. ડુસકો ચઢી ગયો. જો અંદાઝે તને ન ટેકવી હોત, તો તે જરૂર પડી જાત. નાઝ અંદાઝના ખોળામાં ઢળી ગઇ. બેભાન થઇ ગઈ. આવી બેભાન સ્થિતિમાં પણ તે રડની હતી. અંદાઝ સર્વે તરફનું ધ્યાન ભૂલી ગયો. માત્ર નાઝના મુખ સામાજ જોવા લાગ્યો. તે જરા શુદ્ધિમાં આવ્યો. આજુબાજુ જોઈ ને બોલ્યો !

"નાઝ ! નાઝ !! આ શું કરો છો. શુદ્ધિમાં આવો. વખત જુવો. આપણે ક્યાં છીએ. લોકો આપણને શું કેહશે. જરા સાવધાન થાવો."

નાઝ શુદ્ધિમાં ન આવી. પાછો નાઝને જમીન ઉપર સુવાડી તેનું મસ્તક પોતાના ખોળામાં રાખી તેના મુખ સામી જોવા લાગ્યો.

ને કાંઈ ગણગણ્યો. એક બે વાર આકાશ સામા જોયું. પાછા બે નિશ્વાસ નાખ્યા. એક પપૈયો "પીયું" "પીયુ" બોલતો લતાના ઝુંડમાંથી ઉડી ગયું. આથી અંદાજના દિલ ઉપર ભારે અસર થઈ, તેની આંખમાં આંસુ આવી ગયા. રડવા લાગ્યો, ને તે ગરમ ગરમ આસુંડા નાઝના ગાલ ઉપર પડવા લાગ્યા. આથી નાઝ સાવધાન થઇ ગઈ. પોતાના ગાલ ઉપર હાથ ફેરવી બોલી "શું તમો રડો છો. ? શા માટે રડો છો અંદાજ."

"કાંઈ નહિ."

"તો પણ રડવાનું કારણ"

"તે કેવી રીતે કહી બતાવું. મારૂં અંતઃકરણ મને રડવાનું કહે છે. માટે રડું છું."

"અહો ! સંધ્યા સમય થયો" આજુબાજુ જોઇ નાઝ બોલી.

"હા ! આપણને ઘણીવાર થઈ."

"હા ! હવે હું જઇશ."

"જશો પણ તમે તમારી વાત કહી નથી. ને આમ તે કાં જશો."

"તે હું કાલ પત્ર લખી જણાવીશ. મારાથી મુખે નહિ કહેવાય.......!

આટલું બોલતાં તે ઉભી થઈ પોતે ઓઢેલી લીલી ઓઢણી સમારવા લાગી.

"હવે ક્યારે મળશો" અંદાજે કહ્યું.

"ખુદા મેળવે ત્યારે પણ સંભવ નથી."

કારણ ?

"તે હું શું કહી શકું." કાલે કહીશ. જુવો પેલું કોઈ આવે છે."

બન્ને તે તરફ જોવા લાગ્યા. તે વ્યક્તિ તેમના તરફ આવતી જણાઇ.

" નાઝ ! નાઝ ! ! આતો તારી મોટી મા છે. "

" હેં. મારી મોટી મા. " ત્યારે તો હું જઇશ. "

" ખુદા......હા......ફીઝ. "

નાઝ ઝપાટાબંદ અંદાજ તથા તેની મોટી મા તરફ જોતી જોતી પસાર થઇ ગઇ. મોટી માના જોવામાં તે ન આવ્યું, પણ અંદાજ તો નાઝની પાછળ પાછળ જોવા લાગ્યો. તેને જોઇ રડવા લાગ્યો, ને મોટી માની વાત ભૂલી ગયો. તેની છાતી ભરાઈ ગઇ. તે એક બે ડુસકા ખાઇ લીલી દરો ઉપર ઢળી પડયો. ત્યાં મોટી મા તેની પાસે આવી પહોંચી તો જોઇ ગભરાઇ ગઈ, કારણ તે બેભાન થઈ ગયો હતો તેને જગાડતાં જાગ્યો નહિ. આથી તો તે ઘણી ગભરાઈ ગઈ ને ગાડીવાલાને બોલાવી તેમાં તેને સુવાડી ગામ તરફ પસાર થઈ ગઈ.

( ૪ )

નાઝ ઉતાવળી ઉતાવળી પોતાના ઘેર પહોંચી ગઇ. ઘરમાં તેની શોધ થઈ રહી હતી. તેને પૂછવા લાગ્યા કે કયાં ગઈ હતી. ત્યારે સર્વેને જુદાબાના બતાવી મેડા ઉપર ચઢી ગઈ. દીવાનખાનાનું બારણું બંધ કરી કાગળ પેન્સિલ કાઢી લખવા લાગી, પણ હજી તો એક અક્ષર પણ નહોતો લખ્યો કે તેની છાતી ભરાઈ ગઈ. રડી પડી. પેન્સિલ હાથમાં રહી ગઈ. સ્નેહાળી સ્નેહીના સ્નેહમાં સમાઇ ગઇ.

એટલામાં એક ગાડી બારણાં આગળ આવી ઉભી રહી. તેમાંથી મોટી મા કુદી પડયા ને ઘરવાલાને બોલાવવા લાગ્યા. જો કે ઘરમાં ત્રણ ચારજ માણસ બાગ્યેજ હતા, તેથી ગાડીવાલાની મદદે અંદાઝને ઘરમાં લઇ તરત એક પલંગ ઉપર સુવાડવામા આવ્યો. હમણાં પણ તે બેભાન હતો. હજી તેની મા આવી નહોતી. એક માણુસને ડોકટરને

બોલાવવા સારૂં મોકલ્યો. એટલામાં નાઝ ક્યાં છે. એમ મોટી માએ પૂછ્યું. તો જવાબ મળ્યો તે માલીયા ઉપરના દીવાનખાનામાં બેઠી છે.

"તેને બોલાવો" મોટી મા બોલ્યા.

આ સાંભળતાં તેનો નાનો ભાઈ દોડતો દોડતો ઉપર ચઢી ગયો. દીવાનખાનાના બારણાને ધક્કો માર્યો. પણ બંધ દેખાયો તેથી તેણે બુમ મારી કહ્યું.

"બેન ! બેન ! બારણું ઉઘાડો. મોટીમા તમોને બોલાવે છે."

આ સાંભળી નાઝ ધ્રુજી ગઇ. તેના મગજમાં કંઇ કંઇ વિચારો થવા લાગ્યા, પણ હિમત પકડી તેણે બારણું ઉઘાડ્યું. ત્યાં પોતાના નાના ભાઇને જોઈ તેને ઉંચકી લઈ બોલી કેઃ—

"કેમ ભાઇ શું છે."

"મોટી માં તમોને બોલાવે છે. ને અંદાજ ભાઇને કાંઈ થઈ ગયું છે."

"શું થઇ ગયું છે?"

"એ કોણ જાણે. મોટી માં તેમના ઉપર પંખા હલાવે છે."

આ સાંભળતાં નાઝને વાટિકાની વાત યાદ આવી ગઈ, તેના મુખ ઉપર લાલસ આવી ગઈ. એટલામાં નીચેથી મોટી માનો સ્વર આવ્યો. તેવી તે નીચે ઉતાવળી દોડી ગઈ. જુવે છે તો પોતાનો સ્નેહાલ અંદાજ પલંગ ઉપર ચતેપાટ પડી રહ્યો છે.

"નાઝ તું આવી. જા ગુલાબજળ લાવ."

"સારૂં મોટી માં."

નાઝ આ પ્રસંગે મલકાવા લાગી, ને મોટીમાનો ભાવ અંદાઝ

ઉપર જોઇને નવી નવી આશાઓ બાંધવા લાગી, પણ તેને ક્યાં ખબર હતી કે મનુષ્યનું ધારેલું ક્યાં થાય છે. ટુંકમાં ગુલાબજળ આવી ગયું. મોટી માએ તેને હાથમાં લઈ મુખ ઉપર છાંટવા માંડયું, અને નાઝને પવન નાંખવાનું કામ સોંપ્યું. નાઝ પંખાની જગ્યાએ પોતાની લીલી ઓઢણીનો એક છેડો બન્ને હાથમાં પંખા પેટે પકડી હલાવવા લાગી. આથી તેના માથા ઉપરથી ઓઢણી સરી ગઈ. તેથી તેણે પોતાની ગરદનમાં મસ્તકનું ભાર આપી ઓઢણી દબાવી વાયુ નાંખતી રહી, અને આ તેની દિલની એક લાગણીને વશ થઇ બની રહ્યું હતું. તેને ખબર નોહતી: કે આ દેખાવજ તેના તથા અન્યના સર્વે નાશનું કારણ થઇ પડશે. અંદાઝ જરા હોશમાં આવ્યો. આંખ ઉઘાડી, ઉઘાડતાંજ નાઝ સામી દેખાઈ. તે જોઇ એક નિશ્વાસ નાખી બેભાન થઈ ગયો. એટલામાં ડાકટર આવી ગયા. તેમણે તેને તપાસી કહ્યું. ગભરાવાનું કારણ નથી. માત્ર આમના દિલ ઉપર એક પ્રકારની ચોટ લાગી તેથી બેભાન છે. અમણાં શુદ્ધિમાં આવી જશે માત્ર તેને આરામની જરૂર છે. ગડબડ કરશો નહિ. મારી સાથે ચાલો દવા આપું.

" પણ આમ શાથી થયું. " નાઝે પુછ્યું.

આણે પુછતાં તો પુછયું; પણ ગભરાઇ ગઇ, કે મેં આમકયા કર્યું ? એમ વિચાર કરી પૃથ્વી તરફ જોવા લાગી. આખા શરીરમાં પરસેવો થઇ ગયો. ચાલાક ડાકટર ચેતી ગયો. તેણે હસ્તાં હસ્તાં કહ્યું.

" મારા કરતાં તમો વધારે જાણતા હશો. "

" શું કહ્યું ડાકટર સાહેબ " મોટી માં બોલી.

" એતો એ કે હું આ બનેલું કારણ જાણતો હતા, પણ માત્ર એટલુંજ જ્ઞાન થાય છે, કે તેમના દિલ ઉપર એક પ્રકારની પડેલી છાપના કારણે આવું બન્યું છે. મારી સાથે ચાલો દવા આપું."

આટલું બોલી ડાક્ટર ઘરની બહાર નીકળી ગયો. તેની સાથે એક માણસ દવા લેવા માટે હોસ્પિટાલમાં ગયો. ત્યાંથી દવા લાવી તેને ચમચા વતી મોટી માંએ પીવાડી; એટલામાં અંદાઝની માતા પણ આવી ગઇ, તે પોતાના એકલા એક છોકરાની આવી સ્થિતિ જોઇ ને ગભરાઇ ગઈ, કારણ સુખ તથા આનંદની આશાઓ તેની માતા સર્વ તેનેજ સમજતી હતી—અને હતું પણ તેમજ માતાના દિલમાં એકલા એક બાળકને માટે કેવા પ્રકારની લાગણી હોય છે, કે તે કહી શકાયજ નહિ.

માથા ઉપર બરફ ઘસવા લાગ્યા. બરાબર બે કલાકે પાછો અંદાઝ શુદ્ધિમાં આવ્યો, ને પોતાની આજુબાજુ સર્વેને વીંટલાયલા જોઇ બેઠો થઈ ગયો. આજુબાજુ સર્વેને મુખ સામી જોવા લાગ્યો. સર્વેના મુખ ઉપર આનંદના ફુવારા ઉડી રહ્યા હતા, પણ સર્વેના આનંદમાં તફાવત હતો, આનંદ તો સર્વેને હતો. પણ એકબીજાના આનંદને સરખાવામાં આવે તો જમીન આસમાનનો તફાવત માલમ પડતો હતો. નાઝ મલકાઇ મંદમંદ હસી પડી. અંદાજ તે જોઇ ગયો. ને પણ હસ્યો.

" પુત્ર તબીઅત કેમ છે. " અંદાજની માતાએ કહ્યું.

" માતા સારૂં છે હવે ફીકર કરવા જેવી નથી. તમે બધા ગભરાઈ શા માટે જાવો છો. પણ મને કંઇ થયુ નથી. માત્ર સુસ્તી માલમ પડે છે પણ મને અંત્રે કોણ લાવ્યું.

મારી મોટી માં " નાઝે કહ્યું.

" હું તેમનો તથા તમારો ઉપકાર માનું છું " અંદાજે કહ્યુ, આટલું બોલતાં બોલતાં તે લજવાઇ ગયો, પણ પછી પોતાની

હાલત સંભાળી લીધી, પણ નાઝ ઉપર ભારે અસર થઈ. તેના મુખ ઉપર લાલાસ આવી ગઈ ને એકવાર અંદાઝ સામી જોઈ હસી પડી.

અહા ખરી વાત છે.

" અહા શા શા ભેદો, સુહૃદય માંહિ વિલસતા !
અહા શા શા ભેદો, સુહૃદય માંહી ઉલસતા !
ન જાણેકો દેવી, સુહૃદય કેરી ગવિ કૃતિઃ
અતિ છુપી વાતો, સુહૃદય આંખે થઇ જતી "

જો કે સર્વે માણસો તે વખતે હાજર હતા, તેમની આંખો હતી, બુદ્ધિ હતી, પાસે ઉભા હતા પણ નાઝને અંદાઝના હૃદયની વાતો કરી આનંદ ભોગવી રહ્યા હતા. તેમાંનો એક નાનો ભાગ પણ સર્વેના ભાગ્યમાં નોહતો. તેવો સર્વેના આનંદને એકઠો કરવામાં આવે તો પણ તેનો નાઝ અથવા અંદાઝના આનંદ આગળ નિર્માલ્ય હતા. તેવો આનંદ સર્વેના ભાગ્યમાં હોતો નથી, તે પણ એક અનમોલ અમુલ્ય વસ્તુ છે કે, તે સ્હેજમાં નથી મળતી. તેના માટે પણ ઘણા ભોગ આપવો પડે છે, ખરૂં કહ્યું છે કેઃ—

" પ્રીતિ અનૃત વારી મીઠું સ્હેજમાં મળતું નથી
શુભ સ્નેહ કેરૂં વૃક્ષ રે કં. સ્હેજમાં ફળતું નથી,
રત્ન ઉજ્વળ પ્રેમનાહા, સ્હેજમાં મળતા નથી.
હૃદય અન્યોન્ય કેરાં, સ્હેજમાં ભળતા નથી. "

" પુત્ર ઘરે ચાલો ! " અંદાઝની માતા બોલી.

" હા ચાલો: " અંદાઝ બોલ્યો,

આ વખતે નાઝ ચાત ભ્રમરની પેઠે જોઈ રહી, તેવામાં મોટીમા આવી પહોંચ્યા, તેઓ બોલ્યા કે કયાં જાઓ છો? હવે તો આજનો જલ્સો ખુશાલીમાં મોહ મીઠું કરીને જજો.

અંદાઝ–પણ મારે કાલે કૉલેજમાં જવાનું છે, ને તેના માટે તૈયારી કરવાની છે,

મોટીમાં–જમ્યા પછી તૈયારી કરશો. ખાવાનું તૈયાર થઈ ગયું છે. નાઝ રસોડામાં જા અને રસોઇ પીરસી અમને બોલાવ.

"બહુ સારૂં."

આટલું બોલી નાઝ અંદાઝ ઉપર એક પ્રેમની નજર નાંખી જતી રહી. અંદાજ તેની તરફ જોઇ રહ્યો. એક લાંબો નિશ્વાસ નાંખ્યો. એટલામાં નાઝ જમવા માટે બોલાવવા આવી. સર્વે ઉઠી જમવા માટે ગયા. સર્વે ભેગાં એક થાલમાં બેસ્યા, નાઝ અને અંદાઝની બેઠક સ્વાભાવિક રીતે સામસામા ગોઠવાઈ ગઈ, બન્ને જમતા સામસામાં જોતાં ને વખતે હસી પડતાં. સર્વે જણાં જમી રહ્યા. પાન સોપારી આપવામાં આવી. બેન આવજો. બેટા આવજો. એવા પોકારો થયા. અંદાજને તેની માતા પોતાને ઘેર જતા રહ્યા.

૫

અંદાઝ કૉલેજમાં ગએ બે વર્ષ થવા આવ્યા છે. આજે તેની પરિક્ષાનું પરિણામ જણાવવાનું છે. જો કે અંદાઝ પોતાના કલાસમાં ઉંચો નંબર રાખતો હતો, તે ઉપરાંત તે કલાસનો મોનીટર ગણાતો હતો. કૉલેજના પ્રિન્સિપાલના ચારે હાથ તેના ઉપર હતા, કારણ દરેક કામમાં તેની સારી ચપળતા દેખાતી હતી. પ્રિન્સિપલ તેને વિલાયત જઇ અભ્યાસ કરવા માટે ઘણીવાર કેહતા હતો. પણ અંદાઝ ગરીબ સ્થિતિનો માણસ હોવાથી ના કહેતો હતો. આજે પરિણામ જણાવવાનું હોવાથી પ્રિન્સિપાલે તેને બોલાવ્યો છે.

પ્રિન્સિપલ—અંદાઝ તમો પાસ થશો તો શું કરશો ?

અંદાઝ—હું પાસ થઇશ તો કોઇ સરવીસમાં જોડાઇ જઇશ.

પ્રિન્સિપલ—કારણ.

અંદાઝ—કારણ શું ! આપ સર્વે કાંઈ જાણો છો. આગળ ભણવાની મને તો હોંશ છે. પણ હું લાચાર છું.

પ્રિન્સિપલ—માત્ર નાણાનીજ તને ફીકર છે.

અંદાઝ—હા સાહેબ.

પ્રિન્સિપલ—ત્યારે જા હું તને જોઇએ તેટલાં નાણાં આપીશ, પણ જોજે બેવચનના થતો. બોલેલું બરાબર પાળજે.

અંદાઝ—બહુ સારૂં નહિ કહેવું પડે.

અંદાઝ બોલતાં તો બોલી ગયો. પણ પોતાની માતાનો વિચાર આવતાં ગભરાઈ ગયો. પછી નાઝ યાદ આવી, તેથી તેના મનમાં કંઇ ને કંઇ વિચાર કરવા લાગ્યો. આમ વિચારમાં પડેલો જોઈ પ્રિન્સિપલ બોલ્યા.

પ્રિન્સિપલ—શું વિચાર કરો છો. તારી માતાને હું મારે ત્યાં રાખીશ. માટે તેની ફીકર ના કરવી.

અંદાઝ—આપનો મોટો ઉપકાર, પણ આ સર્વે ઉપકારનો ભાર હું કેવી રીતે ઉઠાડી શકીશ.

પ્રિન્સિપલ—તેના બદલામાં એક કામ તમને સોંપીશ, શું તમો તે કબુલ કરશો.

અંદાઝ—ખુશી સાથે. મારા પ્રાણને સાથે તમારૂં કામ કરીશ. તમારા ઉપકારના બદલે મારા ચામડાંનાં આપ ખાસડાં બનાવો ત્યારે પણ વળે તેમ નથી.

પ્રિન્સિપલ—જોજે, ફરી જતા.

અંદાઝ—તે નહિજ બને.

આ વખતે પણ અંદાઝ વિચાર કર્યા વગર બંધાઈ ગયો. આગળ પાછળનો કાંઈ વિચાર ન કર્યો, ને વચન હારી ગયો.

પ્રિન્સિપલ—સત્ય અને ખરૂં.

એટલામાં આરામ તે હોલમાં આવી ઉભો રહી. તેને અંદાઝે જોઈ ગાંખથી આંખ મળી ને નાઝ યાદ આવી, કારણ બન્નેની આકૃતિ બરાબર મળતી આવતી હતી, તફાવત માત્ર નાઝ નીચી અને આરામ જરા ઉંચી હતી. નહિ તો રૂપરંગ વગેરે સર્વે મળતું આવતું હતું. આરામ મંદમંદ હસી રહી હતી, ને અંદાઝ ચોરની નજરે તેના સામું જોઈ રહ્યો હતો. પ્રસંગ જોઈ પ્રિન્સિપલ ત્યાંથી જતા રહ્યા.

આરામ—અંદાઝ! અંદાઝ!! હું તો વધાઈ ખાવા આવીશું.

અંદાઝ—શાની વધાઈ, હું પાસ થયો તેની.

આરામ—નહિ! નહિ!! પાસ તો થયા છોજ, પણ તેથી પણ વધારે.

અંદાઝ—તે શું ?

આટલું બોલી અંદાઝ આરામના મુખ સામો જોઈ રહ્યો. આ વખતે આરામ આનંદમાં ડોલી રહી હતી.

આરામ—તમો બી. એ, માં પહેલાં નંબરે પાસ થયા છો. અને તમોને પંદરસો રૂપીઆનું ઈનામ પણ આપવામાં આવનાર છે.

આથી અંદાઝ પણ આનંદની લહેરમાં ડોલવા લાગ્યો. ને ખુશીમા એકદમ બોલી ઉઠયો.

અંદાઝ—બોલો! બોલો!! શું આપું.

આરામ—આપશો.

અંદાઝ—હા.

આરામ—ત્યારે તમારો......

અંદાઝ—" કેમ ચુપ થઇ ગયા. "

આરામ—" તમારો હ...સ...ત, "

અંદાઝ—" તે લઇ શું કરશો. "

આરામ—સંસાર રૂપી મહાસાગર તરી પાર ઉતરશું.

અંદાઝ—તો શું તમો સ્વાર્થ સાધવા મારો હસ્ત માંગો છો.

આરામ—તે સ્વાર્થ કેવી રીતે. જ્યારે અરસ્પરસ સ્નેહથી જોડાશું, તો પછી ત્યાં સ્વાર્થ ક્યાં રહ્યો.

અંદાઝ—ના હું તે નહિ માનું.

આરામ—કેમ.

અંદાઝ—એકલાથી સંસાર તરી શકાય.

આરામ—ના. ના, સ્વાભાવિક રીતે જુવો. એક હાથે તાલી વાગતી નથી. જળમાં તરતાં એક હાથે કયા તરાય છે. બન્ને હાથે તરવું પડે છે. વળી એકલો પુરૂષ અર્ધો અંગ ગણાય છે.

અંદાઝ—એ તો હું સમજું છું.

આરામ—જ્યારે સમજો છો, ત્યારે આમ શા માટે!

અંદાઝ—મારે પરણવું નથી માટે.

આરામ—તો શું મને હતાશ કરશો!

અંદાઝ—એમાં હતાશ કેવી રીતે?

આરામ—તો શું મને તમો નથી ચાહતા, હું તમોને પહેલાંથી ચાહતી આવી છું, શું મારા અરમાનો ખાકમાં મેળવશો. મારી માંગણીને લાત મારશો.

આટલું બોલી આરામ રડી પડી, ને પાસેની કુરસી ઉપર ઢળી પડી. આથી અંદાજને વિચાર આવ્યો કે હું કયા સ્થળે છું. અને

જો પ્રિન્સિપલ જાણશે તો શું કહેશે. વચન ભંગ થતાં એને બીક લાગી તેથી ગમે તેમ આ પ્રસંગ દુર કરવા. તથા આ સમાગમનો છેડો લાવવા તે બોલ્યો.

અંદાજ—આરામ તમે ન રડો. હું તમોને ચાહું છું. હું તમોને હતાશ નહિ કરૂં, પણ હાલ તમોને પરણી શકું તેમ નથી, કારણ હાલ મારૂં જીવન એવાજ સંયોગોમાં ઘડાયું છે. હું ચાહું છું કે ભવિષ્યમાં પણ તમોનેજ ચાહુ ખુદા મને તેવો બનાવે.

આથી આરામને ધિરજ આવી. તે ઉભી થઈ અંદાઝને વળગી પડી તે બોલી.

આરામ—હવે મારી જીંદગીનું સાર્થક થયું.

અંદાઝ કંઈ બોલવા માંગતો હતો. પણ અંદરથી દાસીએ અવાજ દીધો કે બેન ચાહ તૈયાર છે. લાવું.

આરામ—હા લાવ.

દાસી ચા મુકી ગઇ, પાછળથી પ્રિન્સિપલ પણ આવ્યા, ને ત્રણેએ ચા પી બીજી વાતો કરવા લાગ્યા. અને અંદાઝને વિલાયત બંદોબસ્ત કરવા લાગ્યા. ટુંકમાં અત્રે કહી દેવું જોઇએ કે પ્રિન્સિપલને પુત્ર નહોતો. ને માત્ર એક આરામ નામે પુત્રીજ હતી. તેથી અંદાઝને પોતાના પુત્ર સમાન ગણતા હતા. વળી સાથે તેવો એકજ ન્યાતના હતા.

(૬)

અંદાઝને વિલાયત ગએ બે વર્ષ થવા આવ્યાં છે, અને તેણે ત્યાં સારી નામના મેળવી છે. અંગ્રેજો તથા દેશીઓ તેને ચાહતા હતા, કારણ તેનો મળતાવડો સ્વભાવ ઘણોજ વખાણવા લાયક હતો, અને અભ્યાસમાં પણ તે બરાબર જોઇએ તેવું ધ્યાન આપતો તેથી

દરેક વખતની પરીક્ષામાં તે ઉંચો નંબર તથા ઈનામો મેળવતો હતો. જ્યારે અંદાઝ આવી રીતે પોતાની ઉન્નતિ કર્યો જતો હતો, ત્યારે તેની સ્નેહાળ દેવી જે આશાના તરંગમાં તણાઈ આનંદમાં ડોલતી હતી, તેના ઉપર આફત આવી પડી હતી. મોટી માના પડોસના સગાનો એક પુત્ર હતો, પણ તેની ગેરવર્તણુંકને લઈ કોઇ કન્યા આપતું નહોતું. તેથી મોટી માંએ પોતાના તાબામાં કન્યા હોવા છતાં પોતાના પાસેનાં સગાનો પુત્ર કુંવારો રહે તે તેને પસંદ પડ્યું નહિ, અને તે વાત નક્કી પણ કરી નાંખી હતી. તે થોડા સમય પછી આખા ગામમાં વાત પણ થવા લાગી. આથી લોકો મોંહમાં આંગળીઓ લેવા લાગ્યા, કારણ એક કોમળ પુષ્પને કચરી નાંખવા બરાબર તે સંબંધ સર્વે કોઇ ગણતા હતા, પણ મોટીમાંના મનમાં તેનો વિચાર સરખો પણ આવ્યો ન હતો. તે તો વખતે કોઈ કહતું તેના સંબંધી ખોટું બોલતા ત્યારે તે કહેતા કે, તે નાદાન છે. વય થતાં સુધરી જશે, મારી નાઝ એવી તો કોમળ અને સમજણી છે, કે તેને સુધારતાં તેને વાર લાગશે નહિ" આવી માન્યતાને લઇ, કોઇની પણ વાત ગણકારી નહિ, અને લગ્ન જેમ તેમ તાકીદે કરી નાખવા માટે પ્રયત્ન કરવા લાગ્યાં.

જ્યારથી આ વાતની ખબર નાઝને પડી, ત્યારથી તે રડયા કરતી હતી, અને અંદાઝને યાદ કરી નિશ્વાસો નાંખતી હતી. આ વાતને પણ આઠ માસ થઇ ગયાં હતાં. ને વાતો વાતોમાં દીવસો ક્યાંના ક્યાં જતા હતા. નાઝે અંદાઝ ઉપર એક બે વાર પત્ર લખવા વિચાર કર્યો. પણ જ્યારે જ્યારે તે લખવા બેસતી, ત્યારે ત્યારે તેના આંસુ લખવા દેતા નહોતા. કાગળ પલળી જતો હતો. આખર નિરાશ થતી. કાગળ મુકી દેતી હતી. રડતી હતી. પાછા આંસુ

લુછી લઇ ઉના નિશ્વાસો નાખતી. એક તરફ વડીલોના સંબંધી પોતાની ફરજ અને બીજી બાજુ પોતાના સ્નેહિ અંદાઝની લાગણી તેને ગભરાવી નાંખતી હતી. છેવટે તેણે ઠરાવ કર્યો કે ગમે તે થાવો. મારૂં જે થનાર હોય તે થાવો, પણ વડીલોનું મન દુઃખી નહિ બનાવું. દુઃખના દીવસો કાલે કપાઇ જશે. મૃત્યું થોડા દિવસમાં આવી જશે. માટે થોડા સમયને માટે વડીલોને શા માટે દુઃખી કરવા વખતે રડતી અને માલતી–માધવ નામે નીચલું ગાયન ઘડીએ ઘડીએ એકાન્ત મળતાં ગાતી કે—

સૌને સૌ સૌની પડી,
કોણ પીડ પરાઇ જાણે.—સૌને૦
સગા સહોદર સ્વાર્થના સર્વે–,
પોત પોતાનું તા......ણે
ડિકરીના ગણના ફુટયાં,
ઘટની દીકરી પરમા......ણે
ડિકરા ઘરનું રાજ્ય કરે—
ભલે ડિકરી જાય મશા...ણે–હે–સૌને૦

આવા આવા ગાયનો ગાઈ તે ઘણી રડતી. બેભાન જેવી થઇ જતી. હવે બે માસ પછી લગ્ન થઈ જશે, એવું નક્કી થઇ ગયું છે. આ વાત આખા ગામમાં ફેલાઈ ગઇ. વખતને જતા વાર ના લાગી. બે માસ જોત જોતામાં કપાઇ ગયા. કંકોતરીઓ લખવવા લાગી. તેમાં અંદાઝ ઉપર પણ કંકોતરી લખાવવામાં આવી. કંકોતરી નાઝના જોવામાં આવી. તેથી તે જોઈ તે રડી પડી, ને બોલી કે "આ કંકોતરી નહિ પણ કાળોતરી છે" એટલામાં તેનો નાનો ભાઇ નાઝ પાસેં આવ્યો. નાઝે કંકોતરી ટપાલમાં નાખવા સારૂ

મોકલ્યો, અને અંદાઝના ઉપરની કંકોતરી પોતે સંતાડી લીધી, ને તરત પોતાના હોલમાં જઈ તે પલંગ ઉપર સુઈ ગઈ. સુતાં સુતાં એ માત્ર કંકોતરી વાંચતી હતી. એકવાર બેવાર ત્રણવાર એમ ઘણી-વાર વાંચવા છતાં તેનું દિલ ભરાતુંજ નહોય તેમ દેખાતું હતું આખર તે પોતાની રડવાથી રાતી થએલી આંખે પલંગમાંથી ઉભી થઈ એક ગોળ ટેબલ પાસે નાખેલી એક ખુરસી ઉપર બેસી ગઈ, અને કલમ ખડીઓ લઈ લખવા લાગી. તે શું લખતી હશે? તે માત્ર અંદાઝ ઉપર પત્ર લખતી હતી. પત્ર ઘણો લાંબો લખાયો. ઠામ ઠામ આંસુના ડાઘા પડી ગયા. પરબીડીયામાં બીડયો. સરનામું લખાયું. હૃદ-યરૂદન ચાલ્યું. પણ નહિ નખાયો પોતાની પેટીમાં મુકી દીધો. કારણ આથી અંદાઝને દુઃખ થાય. તેમ છે એમ એ માનતી—

" મરીઝે ઈશ્કકે. મુજરીમ નહી દરમાં કોઈ,
યુ તો હર દરદકી દુનિયાંમે દવા હોતી હૈ;
દરદ દિલકે હૈ મેરી જાન મોહબત નાચાર,
ન કઝા આતી હૈ ઉનકો ન શફા આતી હૈ;
આખીર ઈન્સાન હૈ કીસ તરાહ ગુનાહુંસે બચે;
યે ફરિશ્તે તો નહિ ઈન્સે ખતા હોતી હૈ:

આખર નાઝના લગ્ન થઈ ગયાં, શાસ્ત્ર પ્રમાણે લગ્નની ગાંઠે જોડાયા. લગ્નનું નામ સાંભળતાં તે ધ્રુજી ઉઠી કાયાની સાથે કાયા જોડાઈ ગઈ.

આ લગ્નને પણ એક માસ થઇ ગયો, નાઝ પોતાના પતિના ઘેર પંદર દીવસથી છે, પણ એક પણ દહાડો તેનો પતિ તેની પાસે આવ્યો નથી. તેની સાથે વાતપણ કરી નથી. ગામના રઝળતા માણસો સાથે ફર્યા કરે છે. એમની સાથે રખડેલની માફક ગમે તેમ મશ્કરીમાં

આવે તેમ વર્તે છે. પહેલાં કરતા પણ હવે તેના મિત્રો ઘણાં થયા અને તેનુ મૂળ કારણ જોવા જઇએ તો તેની ફુટડી સ્વરૂપવાન નાઝ હતી, અને તેઓ ઘડીએ ઘડીએ નાઝના પતિને આને આવી જાય છે. કેટલા હલકા સ્વભાવના તેના મિત્રો નાઝની મશ્કરી પણ કરવામાં પાછી પાની કરતા નહોતા; આથી નાઝ લોહીના ઘુટડા ગળી જતી. જ્યારે તે સ્વાર્થી મિત્રોનું નાઝ આગળ કાંઇ ન ચાલ્યું, ત્યારે તેને ભંભેર્યો કે નાઝ તો તમોને નથી ચાહતી, પણ અંદાઝને ચાહે છે. વળી તે કુંવારી હતી, ત્યારે પણ તે તેની સાથે બોલતી હતી, હવે અંદાઝ આવનાર છે માટે તેને કાબુમાં રાખવાની ખાસ જરૂર છે. નહિ તો વાત હાથથી જશે, સાથે ના કહેવાની કેટલી વાતો કહી. આથી મૂર્ખો ભંભેરાઇ ગયો. ગુસ્સામા આવી ગયો. ને એકદમ પોતાના લફંગા મિત્રોને મુકી બારોબાર ઘેર ગયો. જ્યારે તે ઘેર ગયો, ત્યારે ઘરના બારણાં બંધ હતા, ને નાઝ મેડા ઉપર બેસીને કુરઆન વાંચી રહી હતી, તેવામાં પોતાના પતિનો અવાજ આવતાં તેણે કુરઆન બંધ કરી બરાબર તેની વ્યવસ્થા કરી બારણું ઉઘાડયું, પણ પોતાના પતિની મુખાકૃતિ જોઈ ગભરાઇ ગઇ. તેના પતિનું નામ અસતખાં હતું.

અસતખાં—કેમ શું કરતી હતી.

નાઝ—કાંઈ નહિ.

અસતખાં—ત્યારે વાર શા માટે લાગી.

નાઝ સમજી ગઈ કે આજે પતિનું મગજ ઠેકાણે નથી, માટે ગમે તેમ બોલે છે. ને ફજેતી કરે છે. લોકો સાંભળશે તો શું કહેશે માટે લાવ ઉપર લઇ જઈ શાન્ત કરૂં એમ સમજી તે બોલી.

નાઝ—ઉપર આવો સર્વે વાત સુખથી કહીશ.

અસત—નહિ. નહિ, ઉપર આવવાની જરૂર નથી અત્રેથી તેનો ખુલાસો કર.

નાઝે જાણ્યું કે આમ તે ઉપર નહિ આવે, પણ જો હું ઉપર જઈશ તો મારી પાછળ તેઓ આવશેજ. તે આમ સમજી તે ઉપર ચઢવા લાગી. અસ્ત તેને પકડવા ગયો, પણ હાથ ખાલી પડયો, આથી તો તે વધારે ગુસ્સે થયો, ને તેને એકદમ સીડી ચઢી તેનો પગ ઝાલી નીચે ફેંકી દીધી. નાઝ એકદમ પછડાઈ. માથામાં તેને બારણું વાગવાથી ફુટી ગયું. લોહી વહેવા લાગ્યું. આ સાંભળી મહોલ્લાના લોકો દોડી આવ્યા, આથી નાઝ વધારે ગભરાઈ. પોતાના પતિની આ તેઓ વર્તણુંક જાણશે, તો તેમના સંબંધમાં કેવા વિચાર બાંધશે. મને શું કહેશે. આમ સમજી તે ઉભી થઈ ગઈ, ને સર્વના સવાલના જવાબમાં " કાંઈ નહિ " આટલું બોલતાં પોતાનો પતિ મેડા ઉપર ચઢી ગયો હતો ત્યાં ગઈ.

લોકો નાઝના વખાણ કરવા લાગ્યા. અસ્તને ધિક્કારવા લાગ્યા, ને ગાળો આપવા લાગ્યાં. આ સર્વે અસ્તે સાંભળી લીધું. બળતામાં ઘી હોમાયું. નાઝ ઉપર ગઈ હતી. તેને જોતાંજ તે સળગી ઉઠયો. " લુચ્ચી છીનાળ " આટલું બોલી એક લાફોટ લગાવી દીધી. નાઝ પાછી જમીન ઉપર ઢળી પડી. અસ્ત તેના સામી ટગર ટગર જોઈ રહ્યો. એટલામાં નાઝ શુદ્ધિમાં આવી ને બોલી.

નાઝ—પતિ ? પતિ ? ? મારો વાંક !

અસ્ત—તારો વાંક ! લુચ્ચી છીનાળ.

નાઝ—આપ આ શું બોલો છો.

અસ્ત—શું બોલો છો ? એમ. તું મને રોકનાર ! યાદ રાખજે અંદાજ તને બચાવશે નહિ, જો તે આવશે તો તેની છાતી ઉપર ચઢી લોહી પી જઈશ.

નાઝ—પણ પણ.

અસ્ત—નહિ. નહિ. બોલ તું અંદાઝને ચાહતી હતી કે નહિ ?

નાઝ—હાલ શું છે.

અસ્ત—શું છે ? તારા દિલમાં તેની યાદ છે. મારા કરતાં તું એના પૈસા ઉપર લોભાઇ છે, પણ યાદ રાખજે કે તારા પ્રાણ લેતા પણ નહિ મુકું. પાપી દુષ્ટ અંદાઝ.

નાઝ રડવા લાગી. પોતાના સ્નેહાળ અંદાઝ ઉપર આવા કલંક લાગતા તેનું હૃદય કંપી ગયું. તેણે એક આહ મારીને ઢળી પડી. આ સ્થિતિ જોઈ અસ્તનું દિલ પીગળી ગયું, ઝેરનું અમૃત થયું. પત્થર પીગળ્યું. તેના પડેલા ઘા તરફ જોવા લાગો, તેણે લુગડાથી લોહી સાફ કર્યાં ને લુગડાનો પાટો બાંધ્યો. એટલામાં નાઝ શુદ્ધિમાં આવી, ને પોતાના પતિને પોતાની બરદાસ્ત કરતાં જોઇને આનંદી થઈ. તેના મનમાં ખાતરી થઇ, કે પતિના દિલમાં મારા સંબંધી પ્રેમ છે......

નાઝ—વ્હાલા. વ્હાલા. મારો વાંક માફ કરો, મારાથી આપને ઘણું દુઃખ થયું.

અસ્ત—સામોજ જોઇ રહ્યો.

નાઝ—વ્હાલા ! કેમ બોલતાં નથી. મારો શો વાંક ! પણ જો વાંક છે તો હું માફી માગું છું તો શું આ દાસીને માફ નહિ કરો ? માત્ર એકજવાર બોલો કે મેં માફ કર્યું તો મને સ્વર્ગનું સુખ મળ્યા બરાબર છે. હું એક નાદાન છું. તમારા ચરણની એક અજ્ઞાની દાસી છું. મારા માલિક માત્ર એક પળ મારા ઉપર કૃપાની નજર કરો.

અસ્ત—સારૂં સારૂં હું બધું સમજું છું.

આટલું બોલી તે મેડા ઉપરથી ઉતર્યો. હાય, બીચારી નાઝ પતિ પતિ પોકારતી રહી ગઇ. તે થાકી રહી ઓસારામાં આવી અને

ને પહેલા પ્રકરણમાં વર્ણવેલી વારદાત બનવા પામી હતી. તે રડી થાકી ગઇ. એટલામાં અસ્તનો એક પાપી મિત્ર આવી ગયો. જો કે આ મિત્ર જરા મરદના પાસમાં નોહતો. થોડો ઘણો મરદના હકમાં નોહતો. પણ પોતાની વાત જાહેરમાં ન આવી જાય. એ બીકે આવા વ્યભીચારના કામમાં ઘણો ભાગ લેતો હતો.

નાઝને ચતીપાટ પડેલી જોઇ તે ઉભો રહી ગયો. સામું જોવા લાગ્યો. એટલામાં નાઝ જાગી ગઈ; તેને જોઈ તે ધ્રુજી ગઈ. કારણ કેટલીકવાર તેના પંજામાં સપડાઇ ગઇ હતી; અને તેમાંથી કેટલા ઉપાયે છુટી હતી. તેનું નામ સાંભળી તે ધ્રુજતી હતી. આ માણસનું નામ હમદમ હતું.

હમદમ—નાઝ કેમ છે.

નાઝ—ગમે તેમ છે. એમાં તારે શું અત્રે શા માટે આવ્યો છે.

હમદમ—તને છેલ્લીવાર સમજાવવા.

નાઝ—તું મને શું સમજાવવાનો હતો.

હમદમ—માની જા. હજી બાજી હાથમાં છે. જો તું મારા તાબે નહિ થાએ તો યાદ રાખજે કે આ જગતમાંથી તારે હાથ ધોવા પડશે.

નાઝ—તેથી શુ?

હમદમ—તેથી શું? તારી સાથે તારા પતિને પણ મોકલવામાં આવશે, ને છેવટે મારી ઇચ્છા તારે પૂર્ણજ કરવી પડશે.

નાઝ—ચાલ! ચાલ!! દુષ્ટ નીકળ.

આટલું બોલી નાઝ ઉભી થઈ ગઇ. ને દાંત પીસી હમદમ તરફ વધી એક થપડ લગાવી દીધી. બન્નેમાં રકઝક ચાલતી હતી

કે અસ્તખાં આવી પોહચ્યો. હમદમે બાજી બદલી તે બનાવટી ગુસ્સો કરી બોલ્યો અસ્તખાં સંતાઇ રહ્યો. તે નાઝના જોવામાં ન આવ્યો.

હમદમ—તારે આખર તાબે થવું પડશે.

નાઝ—આ શરીરમાં પ્રાણ છે. ત્યાં સુધી તો નહિ બને.

હમદમ—તો સારૂં સર્વે કાંઇ નાશ થશે.

નાઝ—ચાલ ચાલ દુષ્ટ. તે મારે જોવાનું છે. એમાં તારે શું ચાલ અંત્રથી એકદમ ચાલ્યો જા, નહી તો અપમાન સાથે કાઢી મુકવામાં આવશે.

હમદમ—મારૂં અપમાન કરે છે. હું અસ્તનો મિત્ર છું.

નાઝ—( ઉશ્કેરાઈ ) હા. હા. સારી પેટે જાણું છું. દુષ્ટ હું તમોને સર્વેને ઓળખું છું. તમોજ લોકો મારૂં સત્યાનાશ કરવા બેસેલા છો પણ યાદ રાખજો ખુદા તમારૂં ભલું નહિ કરે. જા. જા મને ના સતાવ. દુઃખી દિલને વધારે દુઃખી ના બનાવ.

હમદમ—શા માટે.

નાઝ—તમો સર્વે દુષ્ટ છો.

અસ્ત (એકદમ પ્રગટ થઇ) હમો દુષ્ટ ?

આથી નાઝ શરમાઇ ગઇ. નીચું જોવા લાગી. હમદમ લાગ સાધવા લાગ્યો. અસ્ત ઉશ્કેરાઈ ગયો, પણ હમદમ આવેલો વખત ચુકે તેવો નોહતો. તેણે અસ્તને બીજા હોલમાં લઇ ગયો. ત્યાં તેમણે એક કલાક સુધી વાતો કરી પાછા નાઝ આગળ આવ્યા.

અસ્ત—નાઝ, નાઝ, કેમ છે મારી સાથે વાત નહિ કરો કેમ?

નાઝ—(રડતી રડતી) કેમ નહિ? શા માટે તમારી સાથે ના બોલું.

અસ્ત—અમે દુષ્ટ છીએ માટે.

નાઝ—કોણે કહ્યું

અસ્ત—તેં અમણા ને તે મેં સાંભળ્યું

નાઝ—આપની તે ભૂલ છે.

અસત—મારી ભૂલ કુલટા. મારી ભૂલ. બસ ચાલ તૈયાર થા. મારે આ ગામમાં રહેવું નથી. હમણાંને હમણાં તૈયાર થા. ( હમદમને ] જાવ મિત્ર ગાડી કરી લાવો. હજી ટ્રેન મળે તેટલો ટાઇમ છે.

હમદમ—બહુ સારૂં.

આટલું બોલી હમદમ ચાલ્યો ગયો. નાઝે એકદમ જવા સંબંધી પૂછ્યું તો તેને ધમકાવવામા આવી. ને જલ્દી તૈયાર થવા સખતાઇ કરવા લાગ્યો. બીચારી કોમળ નાઝનું કાંઈ ન ચાલ્યું. રડતી ગઇને. લુગડાં બાંધતી ગઇ. તેની આંખો લાલ થઈ ગઇ હતી. તે લુગડાં વગેરે બાંધતાં ઘણીવાર બેસી જતી ને રડી પડતી. પોતાના સગાવાહલા તથા મોટી માને મળી આવવા માટે કહ્યું, પણ ત્યાં નાઝને જવા ન દીધી. ઘોડા ગાડી આવી ગઈ. તેમાં નાઝને ધક્કા મારી બેસાડવામાં આવી. ઘોડા ગાડી હાંકવાનો હુકમ થયો નાઝે એક ઝીણી ચીસ પાડીને બેભાન થઈ ગઈ. ઢલી પડી ને અસ્તના ખોલામાં તેનું મસ્તક પડી ગયું; પણ પાપીને દયા ન આવી. તેજ અવસ્થામાં નાઝ પડી રહી. એટલામાં સ્ટેશન આવ્યું નાઝ પણ સાવધાન થઈ હતી. હમદમે તેનો હાથ લંબાવ્યો, પણ નાઝે તેને હાથને તરછોડી અસ્તના ખભાને પકડી લીધો, ને તેના ટેકે ગાડીમાંથી ઉતરી ટ્રેનમાં બેસવા ગઇ. હજી પણ તે રડતી અને નિશ્વાસો નાખતી હતી. આખર ગાડીમાં બેસી ગયા. ટ્રેન ઉપડી. પાછી નાઝે એક ઝીણી ચીસ પાડીને બેભાન થઈ ગઈ. આ વખતે પણ તેના તરફ ધ્યાન આપવામાં આવ્યું નહિ. બીચારી ભાગ્યની

સતાવેલી એમને એમ પડી રહી. હમદમે અસ્તને કહ્યું કે હું બીજી ટ્રેનમાં આવું છું.

( ૭ )

અંદાજ હવે આસિ૦ કલેક્ટર થઈ પોતાનાજ જીલ્લામાં આવ્યો છે. હમણાં સુધી પ્રિન્સિપલ જે પોતાનો ગુરૂ છે. તેને મળવા ગયો નથી, પણ પત્ર વ્યવહાર ચાલે છે. મુંબાઈ બંદરે મેળાપ થયો હતો, પણ આરામ સંબંધી કોઇ વાતચીત થઈ નહોતી. આ પહેલા નાઝ સંબંધી સર્વે વરદાત પોતાના અન્ય મિત્રો દ્વારા જાણી લીધી હતી, અને પોતે ધ્યાન નહિ આવવાથી એક કોમળ પુષ્પ અગ્નિમાં હોમાયું હતું. આથી તેનું દિલ બળ્યા કરતું હતું.

એક રાત્રે નાઝનોજ વિચાર કરતો હતો. તેને પહેલાની વારદાત આવી ગઈ ને ત્રણ ચાર આંસુના ટીપા પણ આંખમાંથી સરી પડયા. તે સર્વે પ્રકારનું મૂળ કારણ જુદાઈ સમજવા લાગ્યો, અને તે સંબંધી બીજા કોલમમાં વાંચક વાંચી ગયો છે.

સૂર્ય પોતાનો પ્રકાશિત પ્રકાશ ચારે બાજુ ફેલાવી રહ્યો છે. આસરે આઠ નવ વાગવાનો સુમાર થયો હશે અંદાઝ પોતાના બંગલાના બગીચામાં ફરી રહ્યો હતો, અને રાત્રિના વિચાર કેવી રીતે અમલમાં મુકવા તે સંબંધી વિચાર ફરતો હતો કે એક સવાર પુરપાટ બંગલા પાસે આવી પહોંચ્યો. ને તે બોલ્યો કે "સાબ કીધર હે" આ અવાજ અંદાઝના કાને પડયો. તેણે સવાર સામી જોયું તો તે કાંઇ તાકીદના કામે આવ્યો હોય તેમ લાગતો હતો. તે સવાર સામે જવા લાગ્યો. સવાર ઘોડા ઉપરથી ઉતરી હાથમાં લાલ પાકીટ આપ્યું. ને તે પાકીટ પાસેના થાણાદારે મોકલ્યું હતું. તેમાં મારા-

મારી લુંટ તથા ખુન સંબંધી લખવામાં આવ્યું હતું, અને તે જોતાં અંદાઝને બોલાવ્યો હતો.

અંદાઝ એકદમ બંગલામાં દોડી ગયો, ને જતાં જતાં તે બીજા સવાર તથા પોતાના માટે ઘોડા તૈયાર કરવા માટે કહેતો ગયો. થોડા સમયમાંજ અંદાજ લુગડાં પહેરી બહાર નીકળ્યો, ને ઘોડા ઉપર સવાર થતાંજ આવેલા સવારને સાથે લઈ ધારેલા સ્થાને પહોંચવા ઘોડા મારી મુકયા. આ પાકીટ મળતાંજ અંદાઝના મનમાં ધાસકો પડયો હતો. થાણામાં તેવો જોતા જોતામાં આવી ગયા. ત્યાં આવી જુવે છે, કે એક સ્ત્રી તથા એક પુરૂષ જમીન ઉપર જખમી થઈ પડયા છે, અંદાજ ઘોડા ઉપરથી કુદી પડ્યો. ને તે તરફ ધસ્યો ને તેની પહેલ વહેલી નજર નાઝ ઉપર પડી. નાઝે પણ તેને જોયો. આંખથી આંખ મળી માત્ર અંદાજ બોલ્યો. "કોણ નાઝ."

નાઝ—હા.

પણ આ સાંભળતાંજ અંદાજ જમીન ઉપર પડતો પડતો રહી ગયો, ને પાછો સાવધાન થયો. પાસે ઉભેલા આ બનાવ જોઈ વિચાર કરવા લાગ્યા, પણ કાંઈ સમજ્યા નહિ. એક સવારને ડાકટરને પોતાના બંગલે હાજર રહેવા માટે દોડાવ્યો, અને બીજા માણસોને નાઝને ઉઠાવી ઘણી સંભાળ સાથે પોતાના બંગલે લાવ્યો, ત્યારે ડાકટર ત્યાં હાજર હતો. તેણે તપાસી કહ્યું કે ઘા ઘણો કારી લાગ્યો છે. ખુદા બચાવે તો બચે. અસ્તની પણ લાશ બંગલે લાવવામાં આવી હતી, પણ તેના મૃત્યુની ખબર નાઝને આપી નહોતી.

ડાકટર દવા લઈ પાછો બંગલે આવ્યો. ઘા ધોઈ તેમાં દવા ભરી ટેબા લગાવ્યા અંદાઝ અને ડાકટર પાસે બેસીને નાઝની સાર-

પાર કરી રહ્યા હતા. નાઝ શુદ્ધીમાં આવી એટલે જરા બોલવાની તેનામાં શકિત આવી તે ચારે તરફ જોવા લાગી, અને પાછી અંદાજના સામી જોઈ રહી.

અંદાઝ—નાઝ. નાઝ. શું જુવો છો. કાંઈ કહો છો.

નાઝ—શું કહું હવે હું જાવું છું. આપના દર્શન કરી છેવટે આ ફાની દુનિયાનો ત્યાગ કરી જાવું છું. પણ...તમો મારા માટે દિલગીર થશો નહિ.

અંદાઝ—ખુદા તમોને તન્દરસ્ત બનાવે.

નાઝ—ના. હવે એવી આશા રાખશો નહિ. મને કારી ઘા લાગ્યો છે. પણ હાં છેવટે હું તમારા પાસે માફી ચાહું છું, કારણ મેં તમારી સાથે દગો કર્યો છે. તમોને ચાહી બીજા સાથે વરી પ...પ ...પણ તેમાં મારો શો વાંક મ...મ...ને માફ કરો. પા...પાણી.

અંદાઝે ઉઠી પાણી લાવી પાયું. નાઝ પાછી શુદ્ધીમાં આવી. તે બોલવા લાગી.

નાઝ—મારો વાંક માફ કરશો.

અંદાજ—ન ગભરાવો. મેં સર્વે માફ કર્યું.

નાઝ—બસ, હવે એક બીજું કામ તમો મારી આટલી વાત યાદ રાખજો. મારા માટે આટલું કરજો, તે એકે તમો કોઈની સાથે જોડાઇ જજો. થયું ન થયું ગણી લેજો.

અંદાજ—આ તમો શું બોલાવો છો.

નાઝ—હું ખરૂં કહું છું, હવે હું થોડા સમયની મેહમાન છું, પણ તમો મારી વાત કબુલ કરશો !

અંદાજ—હા. નાઝ હા તમો કહેશો તે સર્વે કાંઇ કરવામાં આવશે.

નાઝ—હવે હું શાન્તિથી મરીશ, પણ હાં મારા પતિ.

આટલું બોલતાં તે બેભાન થઈ ગઇ, તેના મુખ ઉપર ગુલા-બનું પાણી છાંટવામાં આવ્યું, તે શુદ્ધિમાં આવી.

નાઝ—હમદમ પાપી હમદમ મારા પતિને ન માર. મારા માટે તેમને શા માટે સતાવે છે અંદાઝ! અંદાઝ!! જુવો, જુવો, આ પાપી મારા પતિને મારી નાખશે. તેને બચાવો.

અંદાઝ—ન ગભરાવો, તે પાપીને બરાબર જકડવામાં આવ્યો છે.

નાઝ—બહું સારૂં હાય હું આશાભરી......અંદાઝ છેલ્લા સ......લા......મ......લાયલાહાઇલિલ્લાહ મોહ......મદ રસુ...
...રસુ......લુલ્લા.

કાયારૂપી પીંજરામાંથી ખુદાઇ અંશ ઉડી ગયો. ખોળીયું પડી રહ્યું. કરે તેવું ભરે, એ અનુસાર અસ્તખાંના પાપી મિત્ર હમદમે નાઝ માટે તેનું ખુન કરવા સાબિત થતાં ફાંસીના લાકડે લટકાવી દીધો.

કેટલાક દિવસ પછી અંદાઝે આરામ શાદી કરી અને અમન ચમનમાં દિવસો પસાર કર્યા.

---

# સોયની અણી.

૧

" દાદીમાં ! ઓ દાદીમા ! જુવોને ખાલા સોય નથી આપતી."

"તારે શું કરવી છે ?"

" મારે મોગરાના પુષ્પની માળા બનાવવી છે. "

" તેને તું શું કરીશ ? "

" માળા બનાવી મારા અંબોડામાં બાંધીશ."

" તને એ શોખ ક્યાંથી થયો ? "

" ખાલાએ બાંધ્યો છે. તેવો મારે પણ બાંધવો છે."

" પણ ફૂલતો કરમાઈ ગયાં છે; તેવા ફૂલ બાંધી શું કરીશ "

" જુબેદા જવાદે ને." જુબેદાની બીજી ખાલા બોલી. તે જુબેદાના પિતાના મામાની દીકરી હતી.

" ખાલા સોય આપોને ? "

" નથી. " જુબેદાની સગી ખાલા જેનું નામ હલીમા હતું તે બોલી.

" દાદી જુઓને ખાલા સોય નથી આપતા.

" હલીમા આપને ! " દાદીએ કહ્યું.

" નહિ આપું. " હલીમા ધીમેથી તેની દાદી સાંભળે નહિ તેમ બોલી. તેની દાદી ઘરમાં કામ કરતી હતી.

" દાદી જુઓને આપવાનું ના કહે છે, "

" તું છાની મર. તારા પિતા સુતા છે, તે જાગશે તો તને મારશે. "

" પણ સોય નથી આપતા તે."

" મરશે જવાદે. "

" ના મારે હાર ગુંથી અંબોડામાં બાંધવો છે. "

" બાંધ્યો. મરી જાને."

એટલામાં જુબેદાનો પિતા સુતો હતો તે બહાર આવ્યો અને બોલ્યો—

" સોય કોની પાસે છે ? "

" ખાલા પાસે. જુવો પિતા હું ક્યારની માંગું છું પણ આપતા નથી. "

" હલીમાં સોય તેને આપીદે ? "

" મારી પાસે નથી. "

" ના પિતા જુવો તેમના ખોલામાં ઇજાર છે તેમાં છે. તે ઇજારના પૈસા તમેજ આપ્યા છે, જે ઈદ ઉપર પહેરવાની છે. "

" ચાલ હલીમાં સોય આપી દે ? "

જુબેદાના પિતાએ બીજી વાર જરા ક્રોધમાં આવી કહ્યું. તરત તેણે ઇજાર જેમાં સોય હતી તે તેણે પડસાલમાં પડેલા કચરામાં નાખી દીધી અને બોલી " લઈ લે " આવી સ્થીતિ જોતાં જુબેદાના પિતાનું લોહી તપી આવ્યું, અને પોતાની પુત્રીએ દાદીનું કહેવું ન માનવાથી, અને હટ કરવાથી, તે ગુસ્સે થઇ ગયો અને બોલ્યો. "આ ઇજાર કોની છે?" તો જુબેદાની બીજી ખાલા પાસે બેસી હતી તે બોલી " હલીમાનીજ છે. " આ ખુલાસો મળતાં જુબેદાનો પિતા વધુ ગુસ્સે થયો અને " હરામજાદી જપ્તીજ નથી " કહેતાં પોતાનો બુટ ઉપાડી તેના તરફ ફેંક્યો. પણ તે ખસી જવાથી તેને ના વાગ્યો. ગુસ્સામાં અંધ થએલ પિતા તરત ઉભો થઈ ગયો. અને પાસે જઇ જુબે-

દાનો હાથ પકડી લીધો. માતા વગરની જુબેદા બિચારી ભોળી ગરીબ જુબેદા ધ્રુજી ગઇ. "તને ખબર નથી કે તારો પાલો એની સાથે પડવાનો છે, આથી તારા શા હાલ થશે!" કહેતા તેની બાળકીની પીઠમાં ત્રણ ચાર લાપોટો લગાવી દીધી. ગરીબ બાળકી "પિના મરી ગઇ." કહેતાંજ પછડાઇ અને ધ્રુજતી ધ્રુજતી પછી બોલી. "હું સોય નહિ માંગું."

"તો પહેલાં એવી સમજ કયાં ગઈ હતી?" કહેતાં તે પરસાલમાં નાંખેલા પાટ ઉપર તે બેઠો, અને વિચારમાં પડી ગયો. એટલામાં તેની દાદી બહાર દોડી આવી તે પહેલાં તે ઘરમાં રહી કહેતી હતી કે "માર માર તે તેનાજ લાયક છે." હાય? માતા વગરની પુત્રીનોજ સર્વે વાંક જોવા લાગ્યા, તેનોજ વાંક જણાયો.

"લઈ લેને હવે સોય લઈ લે." જુબેદાની દાદીએ કહ્યું.

"પણ સાલી સોયની શી એકાત હતી. સોય આપી હોત તો શું ઘસાઇ જવાનું હતું. શું તે પાછી ના આપત? અને એક સોય આપવામાં ઇજારને કચરામાં ફેંકી દેવામાં આવે તો આગળનું તો શુંજ કહેવું? જુબેદાનો પિતા બોલ્યો.

"હોય. ખાલા છેને. સલમાની બેન છેને. જરા સલમાને પણ શરમ નહી. બેન તેની મા તમારા માટે સોયોના પડીકા ને પડીકા લાવી હતી. તેની પુત્રીને તેના ન હોવાથી એક સોયના માટે માર ખવડાવી. ઘણુંજ સારૂં કર્યું." જુબેદાની દાદી બોલી.

સલમાનું નામ સાંભળતાંજ જુબેદાનો પિતા ધ્રુજી ઉઠયો. તેના હૃદયમાં ભારે અસર થઇ. એક વખતે સલમાની હયાતીમાં જુબેદાને એક લાપોટ લગાવી હતી, અને તે રડતી રડતી માતા પાસે ગઈ હતી, ત્યારે તે બીમાર હતી તેથી રડતાં રડતાં તે બોલી હતી કે "હાય! મારા

મૃત્યુ પછી મારી જુબેદાને આમજ માર પડશે. હું નહિ હોવું તો મારી જુબેદા કોની પાસે જશે ! જ્યારે પિતાજ મારશે તો પછી તેને કોનો આશરો. " આમ કહી તે ઘણી રડી હતી. તે વાત જુબેદાના પિતાને યાદ આવી ગઇ તેથી તે એક નાની પોક પાડી રડી પડ્યો. તે રૂદન ઘણું દબાવવા ગયો, પણ થએલી અસર આગળ તેની સહનશકિત અશકત નીવડી, તે સર્વે કોઇ સાંભળે તેમ રડવા લાગ્યો. પોતાનું રૂદન બંધ ન રહેવાથી તથા વધતુંજ જતું હોવાથી તે ઘરના પાછલા ઓરડામાં જતો રહ્યો અને ત્યાં પણ રડતોજ રહ્યો.

જુબેદાના પિતાના જવા પછી હલીમા વગર સર્વે જુબેદાને સમજાવવા તથા ફુલનો હાર બનાવવા લાગ્યા. પણ જુબેદાએ તે બાંધ્યો નહિ. શું બાંધે સોયના બદલે સોયની અણી તેને ભોંકાઇ હતી. તેના વાંસામાં જાલિમ પિતાની માર સાલતી હતી.

( ૨ )

સ્વર્ગવાસી સલમાએ પોતાના મામાના ઘરમાં કેળવણી લીધી હતી. ધાર્મિક કેળવણી પૂર્ણ થતાં હજી કેળવણી બાકી છે, અથવા અધુરી છે, તેમ તેના મામાને લાગતાં વધુ અભ્યાસ માટે તેને કોલેજમાં મુકી હતી. ખાવાનું પુરૂ કરવા માટે તનતોડ મહેનત ! ત્યાં આવી કેળવણી જોતાં ગામમાં કેટલા લોકો તાજુબીમાં ઉતરી પડતા હતા. સલમાએ ભલા મામાના વિચારનો બરાબર અમલ કર્યો, અને એકી સાથે લાગ લગાટ મેહનત તથા ગરીબાઇમાં કોલેજમાં ઉપલા નંબરે સીનાયર થઈ ગઈ. પોતાના ગામની સ્ત્રી કેળવણી પ્રત્યે પ્રેમ રાખી નજીવા બીજા સીનીયરો કરતાં ઓછાં પગારે પોતાના ગામની કન્યાશાળા તેણે પસંદ કરી. નોકરી ઉપર ચઢવા પછી તેના પગારમાં દિવસે દિવસે વધારો થવા લાગ્યો હતો. તેણે પૈસા બચાવવા કરતાં

પોતાના ભાઇ તથા બેનોને કેળવણી આપવા પાછળ છુટા હાથે ઉપયોગ કરવા માંડયો. તેના મામાના છાનામાના પણ તે લોકોને નાણું આપતી હતી, તેનો પતિ પણ તેજ ખાતામાં નોકર હતો. તે પોતાને ખાસા ખરચ જેટલા પૈસા લઇ સર્વે પગાર પોતાની સદ્‌ગુણી પત્નિને આપી દેતો હતો. તે પોતાના ભાઈ તથા બેનો માટે આમ છુટા હાથે નાણાં ખર્ચે છે, તથા છાના માના પણ મોકલે છે, તે સર્વે કાંઇ જાણતો, પણ કાંઇ બોલતોજ નહિ. તેનો સ્વભાવજ એવો હતો કે બેપરવા જેવો લાગતો. પોતાની સ્રીના કોઇપણ કામમાં આડે આવતો કે બોલતો નહિ, આખી જીંદગીમાં આ બન્નેમાં કોઇપણ વખતે તકરાર થઇ નહોતી, બન્ને એક બીજાને ચાહતાં હતા. બન્ને પ્રેમી હતાં, અને અરસ્પરસ આશિક હતાં. જ્યારે કોઈ પણ જગ્યાએ બન્ને મળતાં—પછી ગમે તેવી જગ્યા હોય, બન્નેની આંખ મળતાં, મંદ હાસ્ય કરતાં.

આ પ્રેમી જોડકું સંસારમાં સુખે પોતાની જીંદગી કાપતું હતું; પણ અદેખી કુદરતને તે ન ગમ્યું સલમાને ઝીણો ઝીણો તાવ આવવા લાગ્યો તેના ઘણા ઉપાયો કરવામાં આવ્યા ! પણ તે અટલ સાબિત થયો. જેમ જેમ દવાઓ કરવામાં આવી, તેમ તેમ રોગ વધતો ગયો. આવી સ્થિતિમાં પણ તે પોતાની બેન હલીમાની કાળજી રાખતી હતી. આ વખતે જુબેદાની વય સાત વર્ષની હતી, હલીમા તેજ જુબેદાને આખો દિવસ રમાડતી, તેના ઓવારણાં લેતી, તથા તેના ઓવારણા લઈ વારી વારી જતી હતી. સલમા આ જોતી અને કંઇ વિચારમાં પડી જતી હતી.

આખરે કુદરતે ધાર્યું કર્યું. સર્વેને રડતાં મુકી સદ્‌ગુણી સલમા મૃત્યુ પામી. ખુદા તેને સ્વર્ગમાં ઉત્તમ સ્થાન આપો. આમીન.

તેના મૃત્યુથી આખા ઘરમાં નિરાશા તથા દિલગીરીની છાયા પ્રસરી ગઈ. સર્વેનાં દિલ ખંડિત થઇ ગયાં. તેનો પતિ અર્ધ દિવાના માફક આમ તેમ ફરવા લાગ્યો. તે દિવસનો ઘણો મોટો ભાગ તેની કબર આગળ ગાળતો. તેની કબર આગળ ઝાડુ વાળતો. ત્યાં સાફ-સુફ કરતો. રડતો અને નિશ્વાસો નાંખતો.

તે સારી પેઠે જાણતો હતો, કે તેની પ્રેમદા હવે બોલવાની નથી, પણ તે બોલાવવા માંગતો. તેના દર્શન થવા અશકય હતું, પણ તે શકય રૂપમાં જોવા માંગતો. તે પ્રશ્નો પૂછતો, ખુલાસા માંગતો, પણ તેના ઉત્તરમાં તે કાંઈ પણ સાંભળી શકતો નહિ. તેથી પોતેજ બોલતો, "હાય! મને શું થઇ ગયું છે? હું દિવાનો તો બની ગયો નથી! આ હું શું કરૂં છું? કોની સાથે વાતો કરૂં છું? કોની પાસે ઉત્તરો અને ખુલાસા માંગું છું? મારી પ્રેમદા પાસે? પણ હાય!!! તે તો સ્વર્ગે સંચરી છે; તે હંમેશના માટે મારી પાસેથી છીનવી લેવામાં આવી છે. હાય! હવે હું મારી પ્રેમદાને નહિ જોઈ શકું..........." બોલતાં તે રડી પડતો, અને ત્યાં સુધી રડતો કે તેના આંસુઓ ખુટી જતાં. તે છેવટે થાકી પાકી ઉભો થતો, અને ગામમાં આવતો હતો. પાછા ગામમાં આવતાં તે ઘડીએ ઘડીએ પાછળ જોતો. પણ વખતે જો સલમાની કબર ન દેખાતી તો કોઈ ટેકરા ઉપર ચઢી જોતો, એક નિશ્વાસ નાંખતો, અને ત્યાર પછી આગળ ચાલતો. ઘણીવાર કોઇ પાસેના કે દુરના ટેકરા કે ઉંચી જગ્યા ઉપરથી પણ તે પોતાની પ્રેમદાની કબર ન જોઇ શકતો તો, તે ઝાડ ઉપર ચઢી જોતો. આ પસંદગીમાં પણ તે ગામ તરફના ઝાડને ન પસંદ કરતાં કબ્રસ્તાન તરફના ઝાડને પસંદ કરતો, પાછો વળતો, તેના ઉપર ચઢતો, અને કબરને જોઇ નીચે ઉતરી પડતો, તે કબ્રસ્તાનથી ગામમાં આવવાને વધુમાં વધુ ૧/૪ કલાક

બસ છે, પણ તેને આવતાં ઓછામાંઓછા બે કલાક થઈ જતા હતા.

ટુંકજ સમયમાં પોતાની પ્રેમદાની યાદીમાં તેની આરોગ્યતાને નુકશાન પહોંચ્યું. તે ઘણો સુકાઈ ગયો. આથી જુબેદાની દાદીના મનમાં નવિન ચિન્તાએ વાસ કર્યો. ખંડિત અંતઃકરણને મોટો સદમો પહોંચ્યો. તેણે રડતાં રડતાં પોતાના પુત્રને ઘણો સમજાવ્યો. આ શિખામણ વખતે માતા પુત્ર બન્ને રડતાં, બન્નેને હીચકીઓ ચઢી જતી. વીધવા માતા કેટલા સમય સુધી. પોતાના એકના એક પુત્રની આરોગ્યતા સંભાળી શકી, પરંતુ સંપૂર્ણ આરોગ્યતા મેળવી શકી નહિ. તેના દિલમાંથી ચિન્તા કાઢી શકી નહિ, પણ તે કાઢવા તેની માતાએ પોતાના પુત્રની બીજી વારની શાદી સલમાની બેન હલીમા સાથે કરવાનું નક્કી કર્યું, જેથી તે ચિન્તા મૂકી દે, અને સંસારમાં પડી જાય. માતાનો કેવો પ્રેમ !

રાત્રિના અગીઆર વાગી ગયા છે, તોપણ જુબેદાનો પિતા સુતો નથી. તે કોઇ મહાન વિચારમાં રોકાયલો છે. તે ઘણા વિચાર પછી બોલી ઉઠ્યો "હાય! હું એક જાલિમ પિતા છું. માતા વગરના બાળકો મારા આશરે પડયા છે. તેઓ કેટલા માયાળુ તથા ભોળા છે, કે હું મારૂં છું, ધમકાવું છું, પણ તેમની તરફ જરા મહેરબાનીની નજરે જોતાં તે હસવા માંડે છે, વળગી પડે છે, અને પોતાને હમણાંજ માર પડી છે, પોતાને ધમકાવવામાં આવ્યાં છે, તેનું ભાન પણ નથી રહેતું. તે સર્વે ભૂલી જાય છે. શું મારા આ કૃત્યથી સ્વર્ગવાસી સલમાનો આત્મા ધ્રુજી ઉઠતો હશે! અને પોકારી ઉઠતી હશે કે "હાય! માતા વગરના બાળકો તમારો બેલી ખુદા વગર કોઈ નથી." આટલું બોલતાંજ તે રડવા લાગ્યો અને રડતાં રડતાંજ ઉંઘી ગયો.

તેને ઉંઘવાને માત્ર એક કલાક થયો હશે કે તરત તેથી સ્વર્ગવાસી

સલમા સામા આવી ઉભી રહી ગઈ. તેણે રંગીત લુગડાં પહેરેલાં હતાં. તેના સ્વભાવ પ્રમાણે પતિને ન વળગી પડતાં દુર ઉભી રહી ગઈ. આમ જોતાં તેનો પતિ બોલ્યો કે "કેમ દુર ઉભા છો ?"

"ના, હું નહિ આવું ?"

"કારણુ ?" કહેતાં તેણે હાથ લંબાવી તેની ગુલાબી કુરતીનો દામન પકડી લીધો. તે પલંડેલો હતો, તેથી તે બોલ્યો "કુરતી લીલી કેમ છે ?"

"તે મને શું પૂછોછો ? તમારાજ કારણે આ મારા લુગડાં લીલાં થઇ ગયાં છે."

"મારા કારણે ?"

"હા. તમારા કારણે. શું તમો ભૂલી ગયા ? મારી જુબેદાને માતા વગરની બાળકીને શા માટે મારી ? હલીમાની નારાજી તમો જોઇ ન શક્યા, અને તેથી તેની નારાજી જોઈ મારી બાળકીને શા માટે મારી ? સ્વર્ગમાં છું: પણ મારા બાળકોને પડતી મારના કારણે સ્વર્ગ નર્કના સમાન થઇ પડ્યું છે. હાય ! મેં એવી આશા રાખી નહોતી, હલીમાને હું કાંઇ કહેવા માંગતી નથી. હાય ! તેના માટે મેં શું નહોતું કર્યું ! તેના કોડ પુરા કરવા મેં પાછું વળીને પણ જોયું નથી. તેની માએ જે ના કરી બતાવ્યું, તે મેં કરી બતાવ્યું. એક સાબુની શી ઓકાત હતી ! મેં તેના માટે સાબુના પડીકા ને પડીકા લાવી મુકયા હતા.

હાય ! બધા આંખોનીજ શરમ હતી. મારાં જીવતાં તે મારા બાળકોને કેવા ચાહતી હતી. મારા બાળકો ઉપર વારી વારી જતી તે મારી આંખ મીંચાતાં હાય ! માતા વગરની બાળકી જે હાલ નાદાન છે, બેતી છે, તેને એક સાય પણ આપતી નથી. મારે તેને કાંઈ કહેવું નથી. અને કહીને પણ શું વગરાનું ? કારણુ તેને મારી લાગણી હોત તે. તે આમ કરતજ ! પણ પણ......તમારી ફરજ

નહોતી કે મારા બાળકોના દિલને ન દુખાવો. તમોને યાદ છે, કે મરતી વખતે તમે પૂછ્યું કે "કાંઇ મને કહે છે" તો તે તમોને નહોતું કહ્યું કે "તમારો સ્વભાવ ખોટો છે" હું માનતી હતી, કે આમ કહેવાથી તમો તમારો સ્વભાવ સુધારશો, પણ તે તમો નાજ સમજ્યા અથવા તેટલી મૃત્યુ સમયની આશા પણ પૂર્ણ ન થઇ.

"પણ હું શું કરૂં?"

હા. તમો શું કરી શકો? તમોને હલીમાની લાલચ છે. હાય! પુરૂષો આવાજ હશે. તેના આગળ તમારૂં નથી ચાલતું. હજી તે સમયને તો વાર છે, તે પહેલાં મારા બાળકો ઉપર આવો જુલમ થાય, તો આગળ જતાં તો શું થશે? હાય! મારા બા...ળ...ક,

જુવો સાંભળો? મારા જવાનો સમય થવા આવ્યો છે. તે પહેલાં મારી છેલ્લી વિનંતી સાંભળી લો. મારી જુબેદા માતા વગરની જુબેદા તે પારકું ધન છે. કાલે મોટી થઈ જશે! કે તરત બીજાના આશરે જતી રહેશે? કોણ જાણે તે કેવો મળશે? જ્યારે પિતાજ પોતાની બાળકી ઉપર રહેમ ન કરે તો પારકાની આશાજ કેમ રાખી શકાય?

જુવો તેની માતા મરી ગઈ છે. તેના ઉપર દયા રાખજો. મારી... આટલી આશા. મારી સેવા, મારા પ્રેમના માટે પૂર્ણ કરજો. લો હું જાવું છું. તેને ભણાવજો, ગણાવજો.

"ના, ના. વ્હાલી..." કહેતાં તેને પકડવા હાથ લંબાવ્યો. હાથ ઉંચો થયો અને પલંગની ફર્સ ઉપર પછડાયો. સાથે તેની આંખ ઉઘડી ગઈ.

(૪)

ઉપલા બનાવને કેટલો સમય થઇ ગયો છે. હલીમાની શાદી જુબેદાના પિતા સાથે થઈ ગઈ છે. તેને હલીમાને સ્વપ્નાની સર્વે

વાત કહી છે. સાથે તાકીદ આપી દીધી છે, કે તેણે સલમાના બાળકોને દુઃખ લાગે તેવું એક પણ વર્તન રાખવું કે ચલાવવું નહિ. નહિ તો તેનું પરિણામ સારૂં આવશે નહિ. તે પછી બન્ને તરફથી ખાસ કાળજી રાખવામાં આવે છે, કે સલમાના બાળકો નારાજ ન થાય તેવી કાળજી રાખે છે, અથવા બીજા રૂપમાં નવિન જોડું સલમાના બાળકોના ગુલામ બની ગયા છે. તેમના કોડ કાળજીપૂર્વક પૂર્ણ કરવામાં આવે છે. સર્વે સુખમાં દિવસો કાપી રહ્યા છે.



# કલીમ

---

આકાશમાં વાદળાં ચઢી આવ્યાં છે. ચારે બાજુ અંધકારનું સ્વરાજ ચાલી રહ્યું છે. હા, વખતે વખતે વીજળી ચમકી અંધકારમાં એક અજબ પ્રકારનો દેખાવ બનાવી દે છે; પણ તે થોડા સમય માટે વાદળાની ગર્જના તથા વીજળીના ચમકારા વગર આજે રાત્રીના બે વાગે કોઈપણ જાતનો અન્ય ગડબડાટ જોવામાં આવતો નથી. પણ નહિ; એક નાના સરખા પણ શોભાલાયક બંગલામાં કેટલાક માણસો આમ તેમ ફરતા જણાય છે; પણ તેઓ મુખમાંથી કાંઇ પણ બોલતા નથી. વખતે વખતે તેઓ ઇશારાથી કામ લે છે; જાણે ઇશારાથી વાતો કરવાની ન હોય તેમ લાગતું હતું. સર્વેના મુખ ઉપર દિલગી-રીના ચિન્હ જણાતાં હતાં. બે ત્રણ પુરૂષો તથા સ્ત્રી બંગલાના ઓટલા ઉપર આવી. તેમણે આકાશ સામું જોયું. સર્વેએ એકી સાથે નિશ્વાસ નાંખ્યો. વીજળી ચમકી અને બંગલામાંથી "કોઇ દોડો દોડો સર્વે ક્યાં નાશી ગયા." એવી દર્દભરી બુમ સંભળાઇ. આથી સર્વે અંદર દોડી ગયા. દોડતાં દોડતાં ઉતાવળમાં એક બીજા સાથે અથડાયા, પણ તેની કોઇએ દરકાર કરી નહિ.

તેઓ બંગલામાં દાખલ થતાં. એક ખાટલાની આજુબાજુ લાઇન-સર પાછાં છાનામાના ઉભા રહી ગયાં. આ વખતે સર્વેની નજર એકજ જગ્યાએ હતી. સર્વેના મગજમાં એકજ પ્રકારના વિચારો ચાલતા હતા. સર્વેને એકજ જાતની ફીકર હતી. થોડા સમય પછી સ્થિતિ બદલાવા લાગી. નિશ્વાસો નીકળવા લાગ્યા, તે સાથે સર્વની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી, પણ કોઇએ તે લુંછવાની પરવા સરખી પણ કરી નહિ

" હાય. હાય. અરમાનભરી સલમા " આટલું બોલી એક યુવક તેના ખાટલા આગળ બેસી ગયો. તે ખાટલામાં એક લલના બીમાર પથારીપર પડી હતી, અને સર્વેએ તેના જીવવાની આશા મુકી દીધી હતી. બુમ પાડીને તેની પાસે બેસી જનાર યુવક તેનો પતિ હતો. સલમાએ પોતાના પતિ ઉમરાવખાં તરફ જોયું, અને એક નિશ્વાસ નાંખ્યો.

સલમાના ઓસિકા આગળ તેની કુંવારી બેન મુમતાજ બેઠી હતી, તે પણ રડયા કરતી હતી. તેના સામાં સલમાએ જોયું, ને જરા આનંદી જણાઇ, અને બોલી "બેન મુમતાઝ મેં તને લાડ લડવવામાં કોઇપણ જાતની કમી રાખી નથી, જો તારા માટે સર્વે કાંઇ કર્યું છે."

" બેન. તમારા મારા ઉપર ઘણાં ઉપકારો છે; અને તેના બદલામાં મારા ચામડાના ખાસડા પણ સીવડાવો તો તેનો બદલો વળી શકે તેમ નથી."

" ત્યારે જોજે. મારા ઉપકારો ભૂલી ન જતી."

આટલું બોલી તે પોતાના પતિ સામા જોવા લાગી. તેનો પતિ બાંય ઉપર બેસી રડયા કરતો હતો. " તમો મારી પાસે આવો " આથી ઉમરાવખાં તેની પાસે ગયો, અને ધીમાંથી તેના ઓસિકા આગળ બેસી ગયો.

" મને પાણી પાવો. મને બેઠી કરો."

આથી તરત તેને તેના પતિએ બેઠી કરી, અને મુમતાઝ બેગમે પાણી પાયું. સલમા જરા ટટાર થઇ અને પોતાના પતિ સામાં જોઇ બોલવા લાગી " વ્હાલા. હવે મને આશા નથી. મને જે દુઃખ થાય છે. તે મારો જીવ જાણે છે. મને લાગે છે, કે સહવાર થતાં થતાં મારો પ્રાણ આ ખોળીયો મુકી ચાલ્યો જશે."

આ સાંભળતાં ઉમરાવ વધુ રડી પડયો. તે પાછી આગળ બોલવા લાગી.

"વ્હાલા. તમો ન રડો. રડવાથી શુ થવાનું. હું બધું સમજું છું; પણ ખુદાના આગળ કોનું ચાલી શકે છે. ધીરજ રાખો. આ તમારી પરીક્ષાનો સમય છે. કબ્રસ્તાનમાં જઇ જુવો, કેવા કેવા અરમાનભર્યા સુતા છે. અરે ખુદા..........."

આટલું બોલતાંજ તેણે પોતાની છાતી બન્ને હાથે દબાવી દીધી, અને કહ્યું. "મને સુવાડી દો. મને સખત દર્દ થાય છે" આથી તેને સુવાડી દેવામાં આવી.

થોડા સમય પછી સલમાની હાલત વધારે ખતરનાક જણાવવા લાગી. તેણે આંખ ફાડી ચારે બાજુ જોયું અને એક નિશ્વાસ નાંખ્યો.

"સલમા, સલમા." સલમાનો પતિ બોલ્યો.

"હાં.........શું છે?"

"જીવને કેમ છે?"

"મને ઘણી વેદના થાય છે. હવે......હવે......હું બચું...તેમ લાગતું નથી, કારણ મારા મૃત્યુ પામેલા સગાંવ્હાલાંની રૂહો મને લેવા માટે આવીઓ છે.........વ...હા...લા. મારી છેલ્લી વાત...માનજો. તમો બીજી વાર લગ્ન...કર...જો. અને તે મારી મુમતા......હાય મરી ગઈ."

આટલું બોલતાંજ તે તડપવા લાગી. ગભરાવવા લાગી. પાછી તેને શાન્તિ જણાઇ, પણ બેશુદ્ધિ વધતી જતી હતી. પાછી તે બોલવા લાગી "મારો કલીમ કાં? તેને બોલાવો. તે...ઉંઘી ગયો...હોય તો તેને ઉઠાડો. કારણ...તેની માતા હાય! આજે......તેનાથી......વિ...ખુટી પડે છે. તેને એક...લો મુકી......નાસી જાય છે. વખતે તે...સવારમાં ......ઉઠશે, અને મને શોધસે પણ...પણ...મને નહિ...જુવે......તો રડશે રીસાશે."

એટલામાં મુમતાઝ જઇ તેને ઉપાડી લાવી, અને "ભાઈ કલીમ કલીમ, જો તારી માતા સલમા બોલાવે" કલીમ સાવધાન કરવા લાગી.

સલમાની પાસે લઈ જતાંજ કલીમને બોલ્યો "માં સલમાં"

હા, મારા લાલ આવ, આવ મારી......છાતીથી લાગી જા. મને...બેટી...લે...મારા...પેટ...ઉપર...મારી...છાતી...ઉપર...રમી લે...કારણ પછી......તને રમવાનું......નહિ મળે.........

કલીમ સલમાના સામે જોઈ રહ્યો.

મારા કલીમ......શું જુવે...છે? જો...આ...તારી...કઠોર... માતા......તને મુકી ચાલી...જાય છે.

" માં, માં, માં, " કલીમ બોલ્યો.

" હા મારા લાલ તારી માં જાય છે "

આ સાંભળતાં સર્વે જણાં ડુસકાં ખાઇ ખાઇને રડવા લાગ્યા સર્વેને રડતાં જોઈ કલીમ પણ રડી પડ્યો, રડતાં રડતાં પણ તે "માં "માં" ના ઉચ્ચાર કરતો હતો. સલમા કલીમને વલગી પડી તેને છાતી સાથે લગાવી લીધો, અને બોલી " વ્હાલા. જુવો.....આ...મારી... નિશાની તમારી...પાસે...મુકતી જાવું...છું......તેને રડાવશો... નહિ વખતે હટેચઢી રીસાય...તો મારશો નહિ આખરે......તે તમારૂં......બાળક...છે. હાય! હવે......હવે......મારાથી......બો ...લા...તું...નથી.........

આટલું બોલતા તો તેનો શ્વાસ ચઢી ગયો. સર્વેને જણાવા લાગ્યું કે બોલાવાથી આટલો શ્વાસ ચડ્યો છે, પરંતુ ખરી રીતે તે રસાકસીનો બારીક સમય હતો. તેણે પાણી માંગતાં મુમતાઝે શરબત પાયો. આ વખતે પણ કલીમ તેની પાસે બેઠો હતો. તેની નજરે ચઢી

ગયો કે તરત "મારો કલીમ" કહેતાં કલમા સાથે તેના પ્રાણ ખોલીયાને મુકી સીધાવી ગયા.

(૨)

આ બનાવ બન્યાને ઘણાં દિવસો થઇ ગયા છે. ઉમરાવખાંએ પોતાની મરનાર સ્ત્રીના કહેવા પ્રમાણે મુમતાઝ બેગમ સાથે શાદી પણ કરી લીધી છે, અને તેને પણ એક પુત્ર રત્ન પ્રાપ્ત થયો છે હવે મુમતાઝ પહેલાની મુમતાઝ નથી. જે મુમતાઝ પોતાની બેનની હયાતીમાં કલીમ ઉપર કુરબાન કુરબાન જતી હતી, તેને જમીન ઉપર પગ મુકવા દેતી નહોતી, તેજ મુમતાઝ હવે કલીમ ઉપર જુલમનો વરસાદ વરસાવી રહી છે. બીચારા કલીમમાં એટલી પણ શક્તિ નથી, કે તે પોતાની ખાલા તરફ જરા નજર ઉઠાવીને જોઇ શકે. આખો દિવસ તે મુમુતાઝના પુત્રને લઈ ગુલામની માફક રમાડતો, અને જો મુમતાઝનો પુત્ર રહીમ જરા રડતો તો કલીમપર આફત તુટી પડતી હતી. તે બિચારો "હું નિર્દોષ છું નિર્દોષ છું" તેમ પોકારતો પણ તેની દાદ મળતી નહિં. જો મળતી તો માત્ર ગુલાબી ગાલો ઉપર જાલીમના હાથની લપાટો મળતી, અને તેથી ગુલાબી ગાલ વધારે ગુલાબી તો નહિ પણ લાલ બની જતા હતા.

રહીમ પણ એક વર્ષનો થવા આવ્યો છે, ત્યારે કલીમની વય છ વર્ષની છે. એક દિવસે બનવાકાલ બની ગયું કે કલીમ રહીમને ઘર બહાર રમાડતો હતો. તેવામાં કલીમ આખરે બાળક હતો. તે પણ રમવા લાગી ગયો; આથી રહીમ તરફ તેની નજર રહી નહિં. તેથી તે ઓટલા ઉપર ચઢી ગયો, અને ત્યાંથી ઉતરતા પછડાયો, પણ કાંઇ વાગ્યું વહિ. માત્ર પછડાયો. તે મુમતાઝ જોઈ ગઈ. તે દોડતી દોડતી આવી, અને કલીમને એક લાત લગાવી દીધી. તે બિચારો "માં!

માં !! કરતો ઉંધો થઇ ગયો. મુખ ઝોલાઇ ગયું. આટલાથી જાલીમ મુમતાઝને સંતોષ ન વળ્યો, અને કલીમનો કાન પકડી તેના ગાલ લપાટોથી લાલ કરી દીધા; અને પોતાનો વાંક પોતાની સાસુ આગળ ન નીકળે તેથી "કેમ મારા રહીમને માર્યો" એમ મોટે મોટે બુમો મારવા લાગી, અને તે બીચારા નિર્દોષને મારવા લાગી. કલીમ બુમો પાડવા લાગ્યો, અને કહેવા લાગ્યો કે "ખાલા માં મેં નથી માર્યો."

"શું છે? શું છે?? શું છે???" ઘરમાંથી કલીમની દાદી અને મુમતાઝની સાસુ બોલી.

"દાદીમાં ખાલામાં મને વગર વાંકે મારે છે. મેં રહીમ ભાઇને નથી માર્યો" કલીમ બોલ્યો.

"નથી માર્યો?" મુમતાઝે ક્રુરતાથી બોલી તે બીચારાનો કાન પકડી ધક્કો માર્યો.

હા. ખાલામાં "મેં નથી માર્યો" એમ નિર્દોષતા બતાવનાર વાક્ય કલીમ પડતાં પડતાં બોલ્યો, અને તે વાક્ય પુરો થતાંજ તેનું મસ્તક ઓટલાના પત્થર સાથે અથડાયું, લોહી વહેવા લાગ્યું. કલીમની દાદી અંદરથી બહાર દોડી આવી, તે દેખાવ જોઈ બોલવાં લાગી "જાલીમ આ પુષ્પ જેવા બાળક ઉપર શા માટે જુલમ વરસાવે છે?"

"મુખ સંભાળીને બોલો. જરા બુદ્ધિને કામમાં લાવો. તમોને શરમ નથી આવતી કે એક ઢોંગીની વાતથી મારા ઉપર આળ ચઢાવો છો?"

દાદીમાં તો મુખ સામાજ જોતા રહ્યા, અને મુમતાઝ પોતાના રહીમને ગોદમાં લઇ ઘરમાં જતી રહી. કલીમ જે દુઃખના માર્યે બેશુદ્ધ લઈને પડયો હતો, તેને તરત દાદીમાંએ ઉપાડી છાતી સાથે લગાવી લીધો. ઘરમાં લઈ ગઈ તેના મસ્તકે પાટો બાંધ્યો, અને પો-

સ્તાનાના હાથે ગરમ પાણી કરી લોહીના ડાઘા સાફ કર્યા, કારણ ઉમરાવખાં આ વખતે ઘરમાં નોહતો. તે બહારગામ નોકરી ઉપર ગયો હતો.

રાત્રીના અગીયાર વાગવા આવ્યા છે. હજી પણ તે શુદ્ધિમા આવ્યો નથી. દાદીમી છ વર્ષની મહેનત હતી. તેમ મરનાર સલમાની અનામત હતી. તે તેનું મસ્તક પોતાના ખોળામાં લેતી. તેને ચુમ્બીયો કરતી. પ્યાર કરતી અને રડતી હતી.

એટલામાં અચાનક કલીમે આંખ્ય ઉઘાડી. આથી દાદીમાનાં પ્રાણમાં પ્રાણ આવી ગયો. તેણે પાસે મુકેલા ગરમ કરેલા દુધના ચાર પાંચ ચમચા તેના મુખમાં નાંખ્યા. તે પી ગયો. ત્યાર પછી કહ્યું " બેટા કલીમ કેમ છે ? "

જાલીમ ખાલાની સુરત તે ભૂલી ગયો નોહતો. તે હબકી ગયો બન્ને હાથ જોડી બોલ્યો.

" ખાલામાં મેં નથી માર્યો."

આ વાકયથી દાદીમાના કાળજામાં તીર વાગ્યો હોય તેવી વેદના થઈ. તેણે કલીમને ઉપાડી લીધો ને છાતી સાથે લગાવી લીધો, અને કહ્યું " નથી માર્યો તો ચાલો નથી માર્યો. લો આંખો ઉઘાડો ને દુધ પીઓ." પણ કલીમે આંખ ઉઘાડી નહિ. દાદીમાએ તેના મુખ ઉપર મુખ મુકી દીધું, ને રડવા લાગી. મુખ ઉપર આંસુ પડવાથી પાછો તે ચમકી ગયો. આંખો ઉઘાડી. દાદીમા કાંઈ કહેવા જતી હતી કે પાછું કલીમે કહ્યું.

" નહિ...ખા...લા...માં...મેં ભાઇને ન...થી મા......ર્યો."

આ વખતે કલીમની અથડાતી જીભ જોઇ તે ઘભરાઈ ગઇ. કે

કલીમ ઘભરાઇને બેઠો થઇ ગયો. ચારે બાજુ જોવા લાગ્યો અને ત્રીજી વખત પોતાની નિર્દોષતાની સાબેતી આપી કેઃ—

" ખાલામાં મેં નથી માર્યો."

આટલું બોલતાંજ બિચારા માતાથી વીખુટા પડેલા કલીમને એક હીચકી આવી, ને તેના પ્રાણ તેની માતા પાસે જઈ પ્હોંચ્યા.

(૩)

આ બાજુ કલીમે પોતાની ખાલાની બીકમાં પ્રાણ આપી દીધા, ત્યારે બીજી બાજુ કલીમનો બાપ પોતાની નોકરી ઉપરથી પરવારી કયારનો મીઠી નિદ્રામાં પડ્યો પડ્યો સ્વપ્ન જોઇ રહ્યો છેતેની સ્વર્ગવાસી પતિ તેને કહી રહી છે કે " ઉઠો ઉઠો નિદ્રામાંથી જાગૃત થાવો મારા ઉપર જુલ્મ વરસી ગયો. મારા આત્માને લાતો મારી મારીને કચડી નાંખ્યો છે. વફા જગતમાંથી નાસી ગઈ છે. ઉપકારનો બદલો અપકારમાં વાળવામાં આવે. સગાંઓ, સ્નેહિઓ, બેનો વગેરે પોતાના સગાંનું, પોતાના સ્નેહિઓનું, પોતાની બેનોનું માંસ ખાઇ રહ્યા છે. હાય અફસોસ, એમ મેં નોહતું ધાર્યું.

લાવો, લાવો. મારી અનામત કયાં છે? જેને મેં મૃત્યુ વખતે તમારા હાથમાં સોંપી હતી, તે કયાં છે? હાય! હાય!! મેં કોનું બુરૂં કર્યું. કોના હકમાં ટટ્ટી ભરી કે મારી સાથે આવી વર્તણુંક ચલાવવાંમાં આવી. મેં ગરીબો ઉપર દયા ખાધી; યતિમોની વહારે દોડી, બેવાઓના દુઃખમાં ભાગીયણ બની, પણ હાય મારા લાલને જાલીમના પંજામાંથી ન બચાવી શકી."

" પણ આમ હૃદયભેદક શા માટે બોલે છે. આવ આવ."
બોલી ઉમરાવખા તેને પોતાની પાસે બેસાડવા લાગ્યો, પણ સલમા

દૂર રહી કહેવા લાગી, " મને અડકતા નહિ. તમે મારા ગરીબ બાળક ઉપર દયા કરી નથી."

" કેવી રીતે ?"

" મારા કલીમનું લોહી વહેવડાવવામાં...આવ્યું છે."

" કોણે ? કયારે ? કેવી રીતે ?"

" હા. હા. હું કહું. મારો લાલ ગરીબ કલીક નિર્દોષ છે. હાય તેને કે જે ખોલામાં ખોલામાં કહેતાં મુખ સુખવી નાંખતો તેના રહીમને રમાડતો. હાય ! શું તેની વય બાળક રમાડવા જેવી હતી ! તેનું માથું ફોડી નાખવામાં આવ્યું. અરરર ! ! જાલિમ જાલિમ મુમતાઝ મારો કલીમ દુખાયો કલીમ. શું બોલતો બોલતો મરણ પામ્યો કે હાય !

" ખોલામાં મેં નથી માર્યો. ઉફ ! મારા ગરીબ કલીમના દિલમાં કેટલી બધી બીક.........

જુવો, જુવો, આંમાં કોનો વાંક ? શું તમો આ કામમાં ભાગીદાર નથી ? તમારે પણ ખુદાના દરબારમાં...જવાબ આપવો પડશે."

"આખરે સર્વેને મરવું છે. જુવો આ બાજુ જુવો." કહેતાં એક ખુણા તરફ આંગલી કરી તે તરફ ઉમરાવખાંએ જોયું. જેનાં ધ્રુજી ગયો, કારણ તે ખૂણામાં એક ભયંકર મૂર્તિ તેના જોવામાં આવી. પાછી સલમાં બોલવા લાગી.

" આ સર્વેના પ્રાણ લેનાર મલેકુલ મોત છે. તે તમારા પ્રાણની પણ તાકમાં છે. હું મુમતાઝને કાંઇ કહેવા નથી માંગતી, કારણ તેને મારી મળી શકે તેમ છેજ નહિ. તેણે તો પોતાના પાપનો બદલો ભોગવવોજ પડશે પણ........"

" મારો વાંક માફ થઇ શકે છે " ગળગળીતા ને રડતા અવાજે ઉમરાવખાં બોલ્યો.

" હા. "

" ઉપાય "

" માત્ર એક યતિમો ઉપર દયા. તેમને મદદ, તેમની હમદર્દી "

" હું તે સર્વે કરવા તૈયાર છું. "

" ત્યારે તો તમારા માટે સ્વર્ગના દ્વાર ઉઘાડાં છે, પણ જો તમારે તમારા કલીમના ખુનના ડાઘને ધોવો હોય. તો તમારા પગારનો ચોથો ભાગ એટલે માસે રૂ. ૧૫૦ યતિમોના બેવાઓના, લાભમાં આપજો. "

" હું મારા કલીમનાં માટે—મારા પાપના બદલામાં સર્વે કાંઈ કરવા તૈયાર છું. "

" વચન "

" હા લો વચન સાથે કોલ આપું છું. "

વચન આપતાં તે જાગી ગયો, કારણ વચન આપવા ઉચકેલો હાથ પાસે પડેલી ચીમની ઉપર પડ્યો હતો, ને તેમાંથી લોહી વહી રહ્યું હતું, ને સખત દર્દ થતું હતું. આથી સ્વપ્નાની વાત તાજી થઈ. કલીમની વેદનાનો ખ્યાલ થયો, અને સ્વપ્નાનો વચન ખરો નીવડ્યો. જે હમણાં સુધી તે વચન પાળે છે. અને પોતાની સલમાનો લોકેટ ઘડીયાલના અછોડામાં રાખી ફરે છે. તે જ્યારે જ્યારે લોકેટ જુવે છે, ત્યારે ત્યારે તેનામાં દયાની લાગણી ઉભરી જાય છે, અને વખતે રડી પણ પડે છે. મુમતાઝ ઉપર માત્ર ખર્ચ જેટલું નાણું મોકલે છે. તેથી વધુમાં કાંઇ નહિ.

---

# માત્ર વ્હાલા માટે.

## (૧)

હાય! હવે હું શું કરૂં! જનસમાજ મૃત્યુને મૃત્યુ સમજે છે. તેનાથી કંપે છે; પરંતુ હું હા. હું તેનાથી વિરૂધ સમજું છું; અથવા મારા સંબંધમાં મૃત્યુ તે જીવન છે. મૃત્યુમાં મને આનંદ છે. એક આશાવંત, એક પ્રેમદાનું જીવન, તેના પતિ ઉપર અવલંબી રહેલ છે. પતિ નહિ તો જીવન શા કામનું? સ્ત્રી પુરૂષ માટે છે, અને પુરૂષ સ્ત્રી માટે છે. સરજનહારે જગમાં નર નારીની જોડ સરજી છે. બન્ને પ્રાણો એક થાય. બન્ને અરસપરસ ઓતપોત થાય. તેનું નામ જીવન છે. તેમાં સુખ છે. તેમાં શાન્તિ છે. આ જોડમાંથી એક ખંડિત થાય. નહિ, નહિ, એક બીજાને વિસારી દે, તો ત્યાંથી સુખ શાન્તિ નાશ પામે છે. કલહ અને દુઃખનો વાસ થાય છે. સુખમય જીવન દુઃખમય બની જાય છે. શું જીવનનો અર્થ દુઃખ છે! પણ દુઃખી જીવન શા કામનું."

"તેઓ મારા માલિક છે. હું તેમની દાસી છું. તે મારા પ્રેમી છે, હું તેમની પ્રેમદા છું.........પણ નહિ. નહિ. પહેલાં હું તેમની દાસી હતી. પ્રેમદા હતી. હાલ તેવણે મારી જગ્યા અન્યને આપી છે. હું હાલ પણ તેમને મારા માલિક, મારા પ્રેમી માનું છું, પણ શા કામનું? મારા કાલાવાલા, તથા મારા પ્રેમ પ્રત્યે તેઓ ધિક્કારની નજરે જુવે છે, હું તેમને સુખી બનાવવા માંગુ છું; પણ તેઓ મને પોતાના સુખમાં આડખીલ, કંટક માને છે. તો પછી મારે શું કરવું? પ્રેમદાનો ધર્મ છે, કે પોતાના પ્રેમીને સુખી બનાવે. તેને

સુખ જાણુંમ તે માર્ગ વિચરે. હા અલબત હું તેમ કરીશ. હું મારા વહાલા, મારા સરદારના સુખ માટે મારો ભોગ આપીશ. હું તેમની નજર આગળથી દુર થઇશ, અને તે હમેશના માટે..."

"બેટા. બેટા. તું શું બોલે છે?" એક વૃદ્ધ દાસી જે સંવાદ સાંભળી રહી હતી તે પ્રગટ થઈ બોલી.

"કોણ દાદીમા."

"હા. બેટા તું આ શું બોલે છે. એવું તને શું દુઃખ છે. તારા વિચાર સાંભળી હું કંપી ઉઠી છું, પણ કાંઈ સમજી શકતી નથી."

"આપ તે સમજી શું કરશો? તેની આપને શી જરૂર છે?"

"હું મારી પુત્રીને સુખી જોવા માંગુ છું. દુઃખી જોવા માંગતી નથી. માટે સમજવાની મારે જરૂર છે."

"હું સુખી! નહિ! નહિ! હું શુખી હતી! હું આ ઘરની માલેક હતી! પણ હાય! હાલ નહિ."

"બેટા તું આ શું બોલે છે? મને કાંઈ સમજ પડતી નથી"

"દાદી તમે નાનપણથી મને પાળીપોશી મોટી કરી છે. કારણ મારી માતા આ હતભાગીણીને બાળપણમાં મુકી સ્વર્ગે સંચરી હતી. આપનો મારા પ્રત્યે ઉત્તમ ભાવ છે. તે હું સારી પેઠે જાણું છું હાય! આ સુખમય ગૃહ મને દુઃખમય થઈ પડયું છે!"

"કારણ?"

"તે હુ કાલે કહીશ, પરંતુ મારે કહેવાની જરૂર નહિ પડે. તમો પોતેજ જાણી જશો. સાથે આખું જગત જાણશે"

પણ છે શું? કાલે તો તારા પતિ વિલાયતથી આવનાર છે, તે કહેશે."

"કોણ મારા પતિ! મારા વ્હાલા ઉસમાન!! શું કાલે આવશે?"

"શું તે તું નથી જાણતી!"

"હા. હા! જાણું છું, પણ તેવોને હું નહિ મળું. તેવો મને નહિજ જોઈ શકે."

"કારણ?"

"હું જતી રહીશ."

"ક્યાં?"

"મને કોઈ જોઇ ન શકે ત્યાં"

"બેટા તું દિવાની થઇ ગઈ છે!"

"દિવાની નહિ, પણ નકામી થઈ ગઈ છું."

"કાયામાંથી પ્રાણ જતાં, પુષ્પમાંથી સુવાસ જતાં. તે નકામાં કેમ ગણાય છે દાદી."

"બેટા તને આ શું થઈ ગયું છે. તું જરા આરામ લે ઉંઘી જા."

"દાદી. દાદી. તમો ના ઉંઘાડો હું મારા હાથે ઉંઘી જઈશ પણ આજે નહિ કાલે,"

"બેટા મને સમજ પડતી નથી. હું ગભરાવું છું. મારી જમણી આંખ ફરકે છે. મારૂં માની બેટા જરા આરામ લે. શું મારી વિનંતી નહિ સ્વિકારે ?

"મેં તમારી કઈ વાત માની નથી. લો હું પલંગ ઉપર આરામ લઉં છું. તમો ઘરનું કામ કરો."

"બેટા સલમા કહે સાચું કહે તને શું થઇ ગયું છે?"

"દાદી તમો ચિન્તા ન કરો, હું કાલે સવારે સર્વે કહીશ. હાલ મને જરા આરામ લેવા દો" કહેતાં તે આંખો બંધ કરી

ચતીપાટ પલંગ ઉપર ઉંધી ગઈ. વૃધ્ધદાસી એક નિશ્વાસ નાંખી ચાલી ગઇ. જતાં જતાં બારણામાંથી પાછું વળી સલમા સામે જોયું તે આંખો બંધ કરી પડી રહી હતી.

(૨)

સલમા એક ધનાઢ્ય ગૃહસ્થની પુત્રી હતી. તે સાથે તેણે ઉત્તમ પ્રકારની કેળવણી લીધી હતી, અને એક ખાસી ફીલસુફ બની ગઈ હતી. તેની શાદી પાંચ વર્ષ ઉપર થઇ ગઇ હતી. તેનો પતિ પણ ધનાઢ્ય હતો, સાથે શોખીન હતો. તેનુ નામ ઉસ્માન હતું. ઉસ્માને તેને લાડ લડાવવામાં સલમાની આશાઓ પૂર્ણ કરવામાં, કોઈ પણ પ્રકારની કચાશ રાખી નહોતી. તે પોતાના પતિ સાથે ત્રણ વર્ષ સુખ શાન્તિમાં જીવન ગાળવા પામી હતી કે ઉસમાનને વિલાયત સેલાર્થે જવાનો વિચાર થયો, કે તરત તે વિલાયત સહેલના બાને ઉપડી ગયો હતો. તેને હાલ બે વર્ષ થઈ ગયા છે. વિલાયતના વાયુએ તેના મગજ ઉપર અસર કરવા માંડી હતી. આથી તેણે પોતાની પ્રેમાળ સલમાને વિસારી મુકી હતી. તેણે એક ફ્રેન્ચ લેડી સાથે શાદી કરી લીધી હતી.

ઉસ્માને પોતાની શાદીનો પત્ર સલમા ઉપર લખ્યો હતો. અને તે પત્ર ઉસ્માન ઘેર જે દિવસે આવવાનો હતો, તેના પહેલા દિવસે મળ્યો હતો. તે પોતાની ફ્રેન્ચ સ્ત્રીને સાથે લઇને આવતો હતો.

સલમા ધનાઢ્ય પિતાની પુત્રી હતી. તેની પાસે ઘણાં કીમતી જવાહિરો હતાં. જો તે ધારત, તો પોતાની જીંદગી સુખમાં કાપી શકત, એટલુંજ નહિ, પણ એશઆરામમાં પોતાના જીવનના બાકીના દિવસો પ્રસાર કરી શકત.

વૃદ્ધ દાસીના જતાંજ તે પલંગ ઉપરથી ઉભી થઇ ગઇ, અને સામેના મોટા દર્પણમાં પોતાનો પ્રતિબિંબ જોવા લાગી. તેણે એક નિશ્વાસ નાખ્યો અને તરત પોતાની પેટી ઉઘાડી એક ગુલાબી રંગનો કીમતી ડ્રેસ પહેરી લીધો કે એક તાર આવ્યો. તાર ઉસ્માનનો હતો, તે મુંબઇ આવી ગયો હતો. સલમાએ તાર વાંચ્યો, અને ખીસામાં મુકી દીધો, અને મોટર તૈયાર કરવા તેણે નોકરને કહ્યું. નોકરે તરત મોટર તૈયાર કરી નાંખી, કે તે તેમાં સવાર થઇ પોતાની સાહેલીઓને મળવા માટે ગઈ, તે પોતાની સર્વે સાહેલીઓને મળી અને દરેક સાથે છુટી પડતાં ઘણી લાગણીથી ભેટી, અને બરાબર ત્રણ કલાક પોતાની સાહેલીઓને મળવામાં પસાર કરી સંધ્યાકાળ પહેલાં પોતાના પતિના મહેલમાં આવી. દાસીએ બીજો તાર તેના હાથમાં આપ્યો, તે પણ તાર ઉસ્માનનો હતો, અને કાલ સવારે આઠ વાગે આવી પહોંચશે, તેની ખબર આપવામાં આવી હતી.

તે સીધી પોતાના દિવાનખાનામાં ચાલી ગઈ, ત્યાં જતાં તેણે લુગડાં બદલી નાંખ્યા, અને જાણે આનંદમાં ન હોય તેમ આમ તેમ ટહેલવા લાગી. રાત્રિના આઠ વાગી ગયા છે. આખા ઘરમાં વીજળીની બત્તી રોશન થઇ ગઈ છે. સલમા હમણા પણ ટહેલી રહી છે. તે વૃદ્ધ દાસીએ આવી કહ્યું "બેટા જમવા ચાલશો ?"

"હા, પણ આજતો હું મારા દિવાનખાનામાંજ જમીશ જાઓ જમવાનું અહિંજ લાવો, અને સાથે અન્ય કોઇને લેતાં આવજો." કહેતાંજ તે દિવાનખાનાના વચ્ચોવચ્ચ ગોઠવેલા ટેબલ પાસે પડેલા ખુરશી ઉપર બેસી ગઇ. ટુંક સમયમાંજ વૃદ્ધ દાસી જમવાનું લઇને આવી, સલમાએ વૃદ્ધ દાસીને પોતાની સાથે આગ્રહ કરી જમાડી. સલમાએ પેટ ભરીને અન્નદેવને વધાવી લીધો.

રાત્રિના બાર વાગી ગયા છે. અખિલ જગત શાન્ત નિદ્રામાં પડયું છે. તેવા સમયમાં સલમાં આરામચેર ઉપર પડી રહી છે, પણ તેને આરામ જેવું કાંઇ લાગતું નથી. તેને વિચાર આવતાં તેણે પેટી ઉઘાડી તેમાંથી એક પત્ર કાઢયો. મનમાં ને મનમાં બે ત્રણ વાર વાંચી ગઈ, પણ સંતોષ પામી નહિ. છેવટમાં તે જરા મોટા અવાજથી વાંચવા લાગી કેઃ—

" વ્હાલી સલામ !

"આજે હુ એક ગુપ્ત વાત જે ઘણાં સમયથી સંતાડી ગુપ્ત રાખી રહ્યો હતો, તે જણાવું છું. આથી વખતે તને દુઃખ થશે. હું તારા અંતઃકરણને દુઃખી કરવા માંગતો નથી. તે મને પસંદ નથી. તેટલાજ માટે આ વાત મેં તને જણાવી નહોતી; પરંતુ હવે તે વાત ગુપ્ત રાખી શકાય તેમ નથી, કારણકે હું પાછો આવવાનો છું. મેં અત્રે એક સ્વરૂપવાન બાળા સાથે શાદી કરી લીધી છે. તે તારાથી અધિક સ્વરૂપવાન છે. તે તું જોશે તો ખાતરી થશે. તું મારા સુખ માટે હમેશ તૈયાર રહે છે. તેની મારી પાસે ઘણી દલીલો છે. મને આમાં સુખ જણાતાં તેમ કર્યુ છે. મને ખાતરી છે, કે તું તારા સ્વભાવ પ્રમાણે મારા સુખમાં આડખિલરૂપ નહિ થાય. સુખના માર્ગમાં તું કંટક બને તે અસંભવિત છે.

" સ્ત્રીનો ધર્મ છે, કે પોતાના પતિના સુખની આડે ન આવે. તે તને સમજાવવાની આવ્યશકતા નથી, કારણ તું સમજે છે. ખુદા ના કરે કે મારે તને જુદી ના કરવી પડે. લી૦

તારો વ્હાલો.

**ઉસ્માનખાન.**"

પત્ર વાંચતાં દરેક શબ્દે, દરેક વાકયે, તેની સ્થિતિ બદલાતી

હતી. પત્ર પૂર્ણ થતાંજ તે આરામચેર ઉપર ઢળી પડી. તેના હાથમાંથી પત્ર છુટી ગયો. કેટલા સમય સુધી તે અચેત હાલતમાં પડી રહી.

ઘડીયાલમાં ચાર વાગ્યાનો રણકાર થયો, કે સલમા સાવધાન થઈ. તેણે આજુબાજુ જોયું. ત્યાં કોઈ નહોતું. તે ઉભી થઇ ગઈ. ખુરશી પાસે પડેલા પોતાના પતિના પત્રને ઉપાડી લીધો, તેની સાથે પ્રેમ કરવા લાગી, કે તેની આંખ સામે દીવાલમાં ઉસ્માનખાનના મોટા મનુષ્ય કદના ફોટા તરફ પડી. જોતાંજ તે ચમકી દીવાનાપણામાં તેને જાણે ખરો ઉસ્માનખાન ન હોય તેમ "વ્હાલા" કહેતાં વળગવા ધસી, પણ પાછી પડી. હાથના પ્રહારે કાચ ભાગ્યો ને તેના ડાબા હાથમાં વાગ્યો, પણ તેણે દરકાર કરી નહિ. પોતાના હાથમાંથી વહેતું લોહી એક વાટકીમાં એકઠું કરવા લાગી. વાટકી તરતજ ભરાઈ ગઇ, કે તરત માત્ર લોહી બંધ કરવાના કારણે તેણે પાટો બાંધી દીધો. લોહી બંધ થઇ ગયું.

લોહી બંધ થતાં તેણે પોતાના લોહીની શાહી બનાવી. પોતાના પતિના પત્રની નીચે લખવા લાગી. લખતા લખતાં તે રડતી હતી. આથી આંસુઓ પત્ર ઉપર પડતાં હતાં, લખાણ ઢેકાઇ જતું, પણ વંચાય તેવું તો રહેતું હતું.

પત્ર લખી રહ્યા પછી તેણે બીજો પત્ર કાગળી શાહીથી લખી નાખ્યો, કવરમાં બીડી ને ઉપર લખ્યું કે આ પત્રમાં જણાવેલી સર્વે વસ્તુની હકદાર માલીક મારી વૃધ દાસી જેને હું દાદીમાં કહું છું, અને મને જે મારી માતાની જુદાઈના કારણે બેટા કહે છે તે.

પોતાના પતિના પત્રની નીચે લખેલા પત્રને એકવાર વાંચી ગઇ અને કવરમાં બીડી તેના ઉપર લખ્યું કે "**માત્ર વ્હાલા માટે**" બન્ને કવરો તરત નજરે પડે તેમ ટેબલ ઉપર ગોઠવી દીધા.

આ કામથી પરવાર્યા પછી તેણે મુખ વગેરે ધોઇ નાંખ્યું, અને ઝવાહેરાતની પેટી ઉઘાડી સર્વે ઝવાહેરાત તેણે પહેરી લીધું. ત્યારપછી પોશાકોની પેટીઓ ઉઘાડી તે પહેરવા લાગી, અને મનુષ્ય કદના દર્પણમાં જોવા લાગી. આમ તેણે ઘણાં પોશાકો પહેર્યા અને દર્પણમાં જોઈ ઉતારી નાખ્યા. સહુથી છેલ્લાં પોતાની શાદીનો પોશાક જે બાકી રહેલ તે કાઢયો, જેને તે ઇદ વગેરેના પ્રસંગે પહેરતી હતી, તે પરિધાન કર્યું; ને દર્પણમાં જોયું. આ વખતે તેણે તે પોશાક ઉતાર્યો નહિ.

સામે એક ટેબલ ઉપર ભિન્ન ભિન્ન પ્રકારના મેવા ગોઠવવામાં આવ્યા હતા, તેને એક પછી એક ચાખ્યા ને ઘડીયાલમાં છો વાગ્યા કે તરત તેણે બારી ઉગાડી, અને આકાશ તથા પૃથ્વી સામાં જોવા લાગી, ને તરત પાછી આવી. બારી બંધ કરી દીધી, અને પલંગ પાસે ગોઠવેલા નાના ટેબલને લાલ મખમલી ડ્રેસ પહેરાવી દીધો, કે તરત તેણે એક કબાટ ઉઘાડયું. તેમાંથી એક નાની શીશી ઉપાડી લીધી, સાથેજ એક ગલાસમાં શરબત બનાવી ટેબલ ઉપર મુકી દીધું, અને નાની શીશીમાંથી કેટલા ટીપાં શરબતના ગ્લાસમાં નાખ્યા. આ વખતે તેનો હાથ કંપી રહ્યો હતો, અને તેના કપાલ ઉપર પરસેવાના બિંદુઓ આવી ગયાં હતાં. તેણે ચમચાથી શરબતને હલાવ્યું, અને ગ્લાસ ઉપાડી એક ઘુંટડો મઝા, લેહજત, સ્વાદ જાણવા માટે લીધો, અને પછી ગ્લાસ ખાલી કરી ટેબલ ઉપર મુકી દીધો. થોડા સમય પછી તેને માલમ પડયું, કે આખું દીવાનખાનું ફરી રહ્યું છે; સામાં દીવાલમાં ઉસ્માનખાનનો ફોટો જાણે ભાગેલા કાચના કારણે તેમાંથી નીકળી તેની તરફ આવતો હોય તેમ લાગ્યું.

તેણે પોતાનો હાથ કપાલ ઉપર મુકયો. આ વખતે તેનું લોહી

તપી રહ્યું હતું. તે પલંગ ઉપર ચતીપાત ઉંઘી ગઈ. તેણે આંખ ઉઘાડીજ રાખી.

( ૩ )

સવારના આઠ વાગવાની તૈયારી છે; કે મકાનના કંપાઊંડમાં મોટર આવી ઉભી રહી ગઇ. નોકરોમાં હાલચાલ મચી ગઈ, વૃદ્ધ દાસી દોડતી દોડતી સલમાના દીવાનખાનામાં ગઇ, અને બોલી "બેટા. બેટા. જાગૃત થાવો તમારા પતિ આવી ગયા." સલમા કંઈક સમજીને કંઈક ન સમજી. બીજી વાર તેજ અવાજ વૃદ્ધ દાસીએ કર્યો. સલમા મંદ હસી પડી, ને શાન્ત થઇ ગઈ. તેની આંખ ઉઘાડી હતી.

એટલામાં ઉસ્માનખાન તે ખંડમાં આવ્યો, અને પોતે આવ્યો છે, છતાં સલમા ઉઠતી નથી, અને ઉઘાડી આંખે ઉંઘે છે, તે જોઇ ખોટું લાગ્યું, અને તેજ ટેબલ પાસે જઇને બેઠો, જ્યાં પેલા બે પત્રો રાખવામાં આવ્યા હતા. તેણે "માત્ર વ્હાલા માટે" વાળો કવર ઉપાડી લીધો. અને ઉઘાડી સલમાનું લખાણ વાંચવા લાગ્યો. તેમાં લખ્યું હતું કે:—

"વ્હાલા મારા માલિક ઉસ્માનખાન."

"આ પત્ર મેં કાલી શાહી કરતાં મારા લોહીની શાહી બનાવી લખવાનું ઉત્તમ લાગવાથી તેમ કર્યું છે. અમો સ્રીવર્ગને પુરૂષોની ગમે તેવી વર્તણુંકની સામે થવાનો હકજ કયાં છે? તમોએ ઈન્સાફની નજરે વ્હાલી લખવાનો અધિકાર ગુમાવ્યો છે: પણ હું તેમ કરી શકતી નથી. અમારા હૃદયોજ તેવાં નથી. હું હૃદયની ભિખારણ છું; ત્યારે આપ રૂપના શોકીન છો. હૃદય વગરનું જીવન શા કામનું? મને જાણી આનંદ થાય છે, કે હું આપના સંબંધમાં વફાદાર નીવડી છું, તેની મેં ખાતરી કરી આપી છે, હું પાસ થઇ છું. આપ નાપાસ

થયા છો. હું તમારા સુખમાં, તમારા આનંદમાં આડખિલ કે, કંટક થવા માંગતી નથીજ. તેના કરતાં મૃત્યુ પસંદ કરૂં છું. શોક્યનુ સાલ હું નાજ સાંખી શકું. મૃત્યુ તે હું—આપના પત્રના કારણે જીવન સમજુ છું. આત્મહત્યા પાપ છે. તે હું સમજુ છું, પણ વ્હાલાના માટે હું તૈયાર છું. તમો આ પત્ર વાંચશો, તેના પહેલાં, થોડાકજ સમય પહેલાં, ખુદાના દરબારમાં ચાલી જઇશ. ખુદા મને પૂછશે કે "તે આત્મહત્યા કેમ કરી?" તો હું કહીશ કે—"માત્ર વ્હાલા માટે" આથી હું સ્વર્ગમાં જતી રહીશ.

લી૦ આપને સુખી ઇચ્છનાર,

અરમાનભરી,

સલમા.

પત્ર વાંચી રહેતાંજ તે સલમાના પલંગ પાસે દોડી ગયો, અને બોલ્યો "શું સલમા મૃત્યુ પામી?" ને સલમાએ સામું જોયું, તે મંદ મંદ હસી રહી હતી. તેની આંખ ઉઘાડી હતી.

* * * *

ઉપલા બનાવને કેટલો સમય થઇ ગયો છે, સુરિસીવન શેઠ મુસલમાન થઈ ગઈ છે. તેના પેટે બે પુત્ર રત્ન પ્રાપ્ત થયા છે. સર્વે સુખી જીંદગી પ્રસાર કરે છે. સલમાની નામે એક યતિમખાનું ઉઘાડવામાં આવ્યું છે, તેમાં હાલમાં ૧૦૦૦ યતિમો ઉછેરાય છે.

---

# જાલિમ મુસ્લિમ.

---

"નાસો. ભાગો. દુશ્મનો અને દગાબાજોના મુલકમાંથી નાસો; જેમ બને તેમ જલ્દી અત્રેથી પસાર થઈ જઈએ, નહિં તો જેવા હાલ આપણા પિતાના જાલિમ મુસ્લિમે કરેલા છે, તેવાજ હાલ આપણા પણ થશે."

"હા, વડિલ બંધુ તમો સત્ય કહો છો. આપણે બરાબર શ્વાસ લીધા વગર ચાલ્યા કરીએ છીએ, પણ હાય! હવે તો પગ કહ્યું કરતા નથી, એક એક પગ ઉપાડતાં ઘણી વેદના થાય છે.

"ભાઈ હું સર્વે વાત સમજુ છું, પરંતુ ચાલ્યા વગર છુટકો નથી. કોઈપણ રીતે આ આફતમાંથી બચવા માત્ર એજ ઉપાય છે."

આમ વાતો કરતા કરતા બે સ્વરૂપવાન બાળકો અરબસ્તાનની તપેલી રેતીમાં ઉઘાડા પગે ચાલ્યા જતા હતા. તેમના મુખો સૂર્યના તાપના કારણે લાલ થઈ ગયા હતા, બન્નેના મુખ ઉપર નિરાશા તથા દુઃખના સાફ ચિન્હો જણાતા હતા. પગો બળી જતા હતા. પણ શું કરે! લાચારીએ ચાલતા. વખતે વખતે તેઓ રડી પણ પડતા હતા. તેમના આંસુ લુચનાર આ સમયે કોઈ નોહતું. તેઓ પોતાના આંસુ પોતાના ગુલાબી હાથોથી લુચતા, અને આગળ ચાલ્યા જતા હતા. વારે ઘડીએ તેઓ પાછું ફરી જોતા. કંઈ અવાજ કે ઉડતી ધૂળ સાંભળવા કે જોવામાં આવતી, તો જેમ છીંડારા શિકારીના પંજામાંથી છુટી નાસતા જતા હોય અને જેમ પાછા વળી જરા થોભી જુવે છે તેમ જોતા અને પાછા આગળ ચાલવા માંડતા.

વખતે તેઓ દોટો કાઢતા. તો વખતે થાકના લીધે ધીમા ધીમા

ચાલતા હતા. પાછળ કંઇ અવાજ થયો કે બન્ને ભાઇઓ ચમક્યા અને દોટ કાઢી, તેવામાં તેના નાના ભાઇના પગમાં એક કાંટો પેસી ગયો. કાંટો વાગતાંજ " હે ખુદા ! મરી ગયો " કહેતાંજ બુમ પાડી પડી ગયો. મોટો ભાઇ ચમક્યો અને " શું છે ! શું થયું ? કેમ બુમ પાડી " એમ પોતાના નાના ભાઇના સામા જોઇ પ્રશ્ન કર્યો.

" વડિલ બંધુ, મારા પગમાં કાંટો પેસી ગયો, હવે મારાથી નહિ હીંડાય. "

" હાય, અમારા બારીક વખતમાં એક કાંટો પણ અમારો શત્રુ બની ગયો. અમે કોઇનું શું બગાડયું છે, કે અમારે આમ દુઃખ વેઠવું પડે છે; મુસ્લિમો ! મુસ્લિમો ! અમે તમારૂં કંઇ બગાડયું નથી, અમે સ્વપ્નામાં પણ તમારા સંબંધમાં ખોટો વિચાર સરખો પણ કર્યો નથી. તમારે તો અમારી અદબ કરવી જોઇએ, તેના બદલમાં આવા જુલમ. ખુદા રહેમ ! રહેમ ! ! "

" બંધુ, કાંટો સજ્જડ વાગ્યો છે, જુઓને લોહિ નીકળ્યું. "

" શું લોહિ ! "

" હા ભાઈ. "

" જોઉં, " કહેતાં વડિલ બંધુ પોતાના નાના ભાઇની સામા બેસી તેનો પગ પોતાના હાથમા લઈ જોવા લાગ્યો, અને પાસે પડેલા એક બીજા કાંટાથી પગમાં ભોંકાયલો કાંટો કાઢવા લાગ્યો, પણ 'પડયા ઉપર પાટું ' તે અનુસાર કાંટો બહાર નીકળવાના બદલે અંદર પેસતો જતો. અને વેદનાના મારે નાનો ભાઇ બુમ પાડી ઉઠયો. મોટા બંધુના હાથમાંથી પગ છુટી ગયો. નાના ભાઇની આંખમાં આસુ જોઈ મોટો ભાઈ પણ રડી

પડયો. એક બીજાને વળગી પડયા, અને ડુસકાં લઇ લઇ રડવા લાગ્યા. બન્નેના રસમય નયનોમાંથી આંસુની ધારાઓ વહેવા લાગી.

એક બાજુ આ બે બાળકો અરસપરસ વળગી પડી રહ્યા હતા. ને બીજી બાજુથી એક સ્ત્રી જળ ભરવા માટે જતી હતી. તેના કાને બાળકોના રૂદનનો અવાજ સંભળાયો, તે થોભી ગઇ. અને કોણ રડતું હશે? તે પ્રશ્ને તે બાળકો તરફ ચાલી. તેણે પાસે આવતા પ્રશ્ન કર્યો.

" તમો કોણ છો, અને કેમ રડો છો ? "

" અમો " એક બાળકે કહ્યું.

" હા. "

" અમો દુઃખના માર્યા પરદેશી ! યતીમ અને મુસીબતના માર્યા નિરાધાર.

" પણ તમો રડો છો કેમ ?

" અમે અમારા ભાગ્ય ઉપર રડીએ છીએ. અમારૂં ભાગ્ય અમને રડાવી રહ્યું છે. "

" પણ તમો કોણ છો ? દેખાવ છો સુંદર ! કોઇ સુખી ઘરના લાગો છો."

" હા, પહેલાં હતા. હાલ નહિ. અમારો હમણાં ખુદા વગર કોઈ બેલી નથી."

" ત્યારે ચાલો મારી સાથે ચાલો, મારૂં ઘર પાસેજ છે. મારી પવિત્ર બીબી તમોને જોઈ ઘણી ખુશ થશે."

" અમોને બોલાવી જઇ મારી તો નહિ નાંખો ? "

" હાય ! એવો કયો જાલિમ હશે, કે તમારા જેવા સ્વરૂપવાન બાળકો, કે જેને જોતાં પ્રેમ ઉત્પન્ન થાય ! એવો કોણ કઠણ હૃદયનો હશે કે ગુલાબના પુષ્પો પગ નીચે રગડી નાંખે."

"તેવા પણ છે."

"હશે, પણ હું તેવી નથી. તેમ મારી બીબી પણ તેવાં નથી. તેઓ ઘણાં દયાળુ છે. ચાલો મારી સાથે ચાલો, તમોને સુખ મળશે."

"બંધુ જઇશું ?" મોટા બંધુએ નાના ભાઇને પુછ્યું.

', નહિ. આપણુને સુખ નથી જોઇતું. આપણા ભાગ્યમાં હવે સુખ નથી. હવે તો જમીન ફાટી જાય, અને તેમાં આપણે સમાઇ જઈએ તો સારૂ."

નાના બાળકના આવા વચનો સાંભળી પાણી ભરવા આવનાર સ્ત્રીની આંખમાંથી ચોધાર આંસુ નીકળી પડયાં, અને રડતાં બોલી. "બાળકો તમે ના ગભરાયો. ખુદા તમોને સલામત રાખે. તમો તમારા માબાપની ઘેર આબાદ કરો અને તેમને સુખી કરો."

"હાય ! બાપ ! ! તેમને તો જાલિમે કતલ કર્યા" કહેતા નાનો બાળક મોટાને વળગી પોક પાડીને રડી પડયો. સાથે વડીલ પણ રડયો.

"કોણ તમો બનીફાતમાંના કબીલાના દિપકો ?" સ્ત્રીએ કહ્યું,

"હા. અમો તેજ ભાગ્યહિણ" મોટાએ કહ્યું.

આ ઉત્તર સાંભળતાં તે સ્ત્રી બન્ને બાળકોને વળગી પડી, અને તેમની સાથે ડુસકા ખાઈ ખાઇને રડવા લાગી. ઘણા સમય સુધી ત્રણે જણાં રડતાં રહ્યાં. સ્ત્રી વચમાં વચમાં બન્નેના ઓવારણાં લેતી. તેમને ચુમતી અને રડતી હતી.

છેવટે નાના ભાઈના પગમાં કાંટો વાગવાના કારણે ચાલી શકાતું નહિ તેથી સ્ત્રી તેને પોતાની કેડ ઉપર બેસાડી પોતાના ઘેર લઈ ચાલી. મોટો ચાલતો હતો.

પાણી ભરવા આવનાર સ્ત્રી બન્ને બાળકોને પોતાના માલિકને

ત્યાં લઇ ગઈ, અને પોતાંની દયાળુ બીબીને સર્વે વારદાત કહી બતાવી. પેહલાં તો તે બીબી બાળકોની સુંદરતા તથા કોમળતા જોઈ ખુશ થઇ, પણ તેમની રૂદનની વાત સાંભળી ઘણી દિલગીર થઈ, અને રડી પડી. તેમને પોતાના ખોળામાં બેસાડયા. તેમના મુખ ઉપર જામેલી ધુળ દુર કરી. તેમના ગેસુઓ ઉપર હાથ ફેરવવા લાગી અને બોલી "કેવા સુંદર કોમળ બાળકો છે! શરાફત પવિત્રતા તથા નિર્દોષતા તેમના મુખારવિંદોથી સાફ જણાઈ આવે છે. લાગે છે કે કોઈ ઉત્તમ ખાનદાન પર્ચા છે."

તે આ બાળકોના સામાં જોઇ રહી અને બોલી, "સુંદર બાળકો! બતાવશો. તમારા માબાપ કોણ છે? તમોને અત્રે કોઇ પણ પ્રકારનું દુઃખ પડશે નહિ."

હવે બાળકોને કંઇક આશા બંધાઇ હતી. તેથી વડિલ બાળક કહેવા લાગ્યો કે, "અમો બન્ને મુસ્લિમ અકીલના પુત્રો છીએ. કુફાવાળાઓએ અમારા ચીચા ઇમામહુસેન (અ૦)ને દાવત આપી બોલાવ્યા. અમારા ચીચાંએ પહેલા અમારા પિતાને કહ્યું, કે તમો જઇને જુઓ, કે કુફાનાં લોકો મારા સાથે પ્રેમ રાખે છે, અને બઇયત કરવા ઇચ્છે છે, અથવા દગલબાજી રમવા માગે છે. અમારા પિતા પહેલાં જ્યારે કુફામાં આવ્યા, ત્યારે ઘણા માણસો બઇયત કરી. ટુંક સમયમાં આઠ હજાર માણસો મુરીદ થઈ ગયા. આવી કુફાના લોકોની વર્તણુંક જોઈ અમારા પિતાએ અમારા ચીચા ઇમામહુસેન (અ૦)ને લખ્યું કે "આપ આવો. ઘણા લોકો આપના દીદાર કરવા ઉત્સુક્ત છે, અને બએત કરવા ઇચ્છે છે. કુફાના માણસોની આવી રીત જોઈ કુફાના હાકમને ધાસ્તી પડી, અને તેને લાગ્યું કે ઇમામહુસેન (અ૦)ના આવતાં સર્વે લોકો તેમના મુરીદ થઈ જશે. આથી તેણે કોઈપણ

કારણ વગર તેમને શહીદ કરી નાંખ્યા. આથી અમો પિતાના શહીદ થતાં જંગલમાં નાસી ગયા. આજે બે દિવસથી અમો જંગલમાં આમતેમ નાસતા ફરતા હતા. અમોને આ બે દિવસમાં ન કાંઈ ખાવાનું મળ્યું છે. અમો થાક તથા ભુખના માર્યા પ્રાણ બચાવવા માટે ખુદા જ્યાં લઈ જાય ત્યાં જતા હતા, કારણ અમોને પકડવા કુફાના હાકેમે હુકમો બહાર પાડયા છે, અને અમોને પકડી લાવે તેને ઇનામ પણ આપવાનું જણાવ્યું છે. હાય ! અમો થોડા દિવસના મહેમાન છીએ, મૃત્યુ અમારા સામે છે. અમારી તાકમાં છે.,'

આ વારદાત બાળકના મુખે સાંભળતાં બન્ને સ્ત્રીઓ રડી પડી. બાળકો પણ રડી પડયા. ઘરની માલેક સ્ત્રીએ એક રેશમી રૂમાલ મંગાવી તેમના આંસુ લૂછયા, અને બોલી " ના રડો, હે રસુલુલ્લાહ [સ૦] ના દીપકો ના રડો, હું તમારી દાસી છું, કારણ તમો મુસ્લિમ અકીલના પુત્રો અને ખુદાના રસુલના હૃદયના કકડા છો. હાય ! તમારી આ હાલત " કહેતાં વધુ રડી પડી. બન્ને બાળકોને પોતાની છાતીએ લગાડી તેમના ગેસુઓને ચુમવા લાગી, અને બોલી, ' માસુમો તમે કુફાવાળાનું શું બગાડયું છે. તમો કોણ છો ? તમો તેની ઓલાદ છો, કે જેનો કલમો પઢે છે, હાય ! તેજ કલમો પઢનાર તમારા શત્રુ બની ગયા છે. ખુદા તેમને ગારત કરે. મારા સરદાર કમલીવાળાના દીપકો ઉઠો નાહી લો. લાવો તમારા લુગડા ઉતારી આપો, હું તેને મારા હાથે ધોઈ સાફ કરી સુકવી આપું ત્યાંસુધી તમો આ બે ચાદર પહેરી લો. ઉઠો મારા સરદાર કમલી-વાળાના હૃદયના કકડા ઉઠો. " આવી રીતે બન્ને બાળકોને ઉદ્દેશી કહેતી ઉભી થઇ, તેમને રાંધીને ખવડાવ્યું, તથા તેમના લુગડા પોતાના હાથે ધોઈ સુકવી તેમને પહેરાવ્યાં, અને સાંજનું ખાવાનું

જમાડી એક અલગ કોટડીમાં સારૂં સુંવાળું પાથરણું પાથરી આપી ઉંઘાડી દીધા."

આ બાળકોને ઉંઘાએ થોડો સમય થયો હશે, કે તેનો પતિ બહારથી આવ્યો, આવતાંજ કહ્યુ, કે આજે હું થાકી ગયો છું, માટે નાહવાનું પાણી તૈયાર છે ? "

" હા, પણ તમો ક્યાં ગયા હતા ? "

" પેલા બાળકોને શોધવા. આખો દિવસ જંગલો, મેદાનોમા માર્યો માર્યો ફર્યો, પણ તેમનો પત્તો ન લાગ્યો, તે નાજ લાગ્યો. '

" કેવા બાળકો ! ને કોના બાળકો ?"

" તું નથી જાણતી. પેલા મુસ્લિમ અકીલના બન્ને બાળકો જેને કેદ કરવાનો હુકમ કુફાના સરદારે કર્યો છે; અને પકડી લાવનારને ઇનામ આપવાનું પણ જાહેર કરવામાં આવ્યું છે. જો મારૂં ભાગ્ય સારૂં છે, તો મને બાળકો મળી આવશે. જો તે બાળકો મળી ગયા તો તેમના મસ્તકો કાપી કુફાના સરદાર પાસે લઇ જઇશ, અને ઇનામ મેળવીશ."

"તમો આ શું બોલો છો, તમો કોના બાળકોને મારવા તૈયાર થઈ ગયા છો ? તેનો વિચાર તો કરો. ખુદાના વાસ્તે આવા જાલિમ કૃત્ય કરવાથી હાથ ખેંચી લો. તેના માટે કમરના બાંધો. તેઓ વતનથી બેવતન થયા છે. હઝરત રસુલ [સ૦] કે જેનો તમો કલમો પઢો છો, તેના સંબંધીઓ છે. તેનો તો વિચાર કરો ! જો તમોને તે કાળે મળી જાય, તો તેમને મારશો નહિ. તેમના ઉપર દયા લાવજો, તમો પાળજો, ખુદા તેનો બદલો તમને જરૂર આપશે.

" તું આ શું બોલે છે. શું ? હું ઇનામ જવા દઉં " ? પતિએ જરા ક્રોધથી કહ્યું. "

" અફસોસ ! તમો એક મુસલમાન છો, અને મુસલમાન હોવાનો દાવો કરો છો અને આવી ચાલો ચાલો છો. કોઈ કાફર પણ પોતાના મેહમાન સાથે આવી ચાલ ના ચાલે. આ જગત બે દિવસની ચાંદની છે. કાલે અંધારૂં થઈ જશે."

" નહિ નહિ તે બન્નેને હું જરૂર મારવાનો" પતિએ પોતાનો ઠરાવ કહી દીધો.

"હાય ! મને ખબર નોહતી કે તમો જાલિમ, ડાકુ રાહઝન, લુટારા છો. ?"

" હા. હા. તને ખબર નથી કે મેં આજસુધી કેટલાના પ્રાણ લીધા છે, કેટલા કાફલા લુટયા છે, અને શું શું કર્યું ? તને મારા કામથી શું કામ અને ખુદા ના કરે ને તારા જેવું મારૂં દિલ હોત તો ભૂખે મરત ભૂખે" પતિએ આમ હાસ્ય કરીને કહ્યું.

પત્નિ ગભરાઇને ઉભી થઈ ગઈ, અને ગુસ્સામાં બોલવા લાગી. " તમે ખરી રીતે ડાકુ છો, કઝઝાક છો, લુટારા છો, અને મારા પિતાને દગલબાજી કરી મારી સાથે શાદી કરી. સારૂં જો ! જો ! હવે મારા કબીલાવાલા તમારા શા હાલ કરે છે. હું હમણાંજ જાઉં છું, અને સર્વે કહી દઉં છું. તમે તો મારા પિતાને કહ્યું હતું કે "હું જમીનદાર અને બલીલ કબીલાનો છું. તે સર્વે અસત્ય આ સર્વે હમણાંજ માલમ પડી જશે. દગલબાજ !"

" અહો ! હો ! આ તો મેં મશ્કરીમાં તને કહ્યું. તે સાચું માની લીધું. ભલા આવી પવિત્ર સ્ત્રીનો પતિ એવો બની શકે છે? હવે ઉંઘી જાઓ રાત્રિ ઘણી ગઇ છે, હું પણ થાકી ગયો છું. હું તમોને ખાતરી આપું છું કે હું કોઈ જાલિમ કામ નહિ કરૂં."

પતિના વચનમાં વિશ્વાસ લાવી પવિત્ર બીબી ઉંઘી ગઇ. તે પણ ઉંઘી ગયો.

માસુમ બાળકો કોટડીમાં સુતા છે; પણ તેઓ **એક સ્વપ્ન** જોઇ રહ્યા છે જાણે તેમનો પિતા મુસ્લિમ તેમની સામા આવી ઉભા છે. બન્ને જણા પોતાના પિતાના કંઠે વળગવા માંગતા હતા પણ વળગી શકતા નોહતા. તેમની સામા દયાની નજરે જોઇ રહ્યા હતા.

"પિતા ! પિતા ! તમો અમારી સામા શું જોઈ રહ્યા છો. કેમ કાંઈ બોલતા નથી. શું તમારા દિલમાંથી અમારી મહોબ્બત. જતી રહી. શું તમો અમોને ભૂલી ગયા, ? કૂફાવાલા અમોને કેવા સતાવે છે, તેની તમોને ખબર નથી; અમો જ્યારે નાશી છૂટયા ત્યારે બરાબર બે દિવસ આમ તેમ નાસ્તા ફર્યા, કારણ કૂફાના મુસ્લિમ સરદારે અમોને પકડવા હુકમ બહાર પાડયો."

"એટલુંજ નહિ પણ પકડનારને ભારે ઇનામ પણ આપવાનું જણાવ્યું છે. શું ? પિતા અમારો આ સમય છે, કે અમો દુઃખ ઉઠાવીએ ? અમે કોઇ દહાડો પગે ચાલી મુસાફરી કરી નથી. તેમ અમો અત્રેના અજાણ્યા છીએ. નાસી પણ કયાં જઇએ. કયા માર્ગે જવાય ! તેની પણ અમોને ખબર નથી. પિતા પિતા અમોને બચાવી લો. અમોને જાલિમોના હાથમાંથી ઉગારી લો ! અમારા માથે દુઃખોના પહાડો તુટી પડયા છે. વ્હાલા બાપુ ! હવે અમારાથી તમારી જુદાઇ વેઠાતી નથી. વ્હાલા બાપુ ! આવો. આવો. અમોને એકવાર ગળે લગાડી લો. જુઓ અમો તમારા કંઠે વળગવા તલપી રહ્યા છીએ. તમે કેમ દુર ઉભા છો. જુઓ અમારાથી થાકથી ઉઠાતું પણ નથી. નહિ તો અમો દોડી તમારા કંઠે વળગી પડત શું ? વ્હાલા બાપુ ! આપથી આગળ આવી શકાતું નથી."

" મારા વ્હાલા પુત્રો ! ટુંક સમયમાં તમો મને આવીને મળશો, "

" ના વ્હાલા બાપુ ! અમને સાથેજ લઈ જાઓ, તમે ક્યાં જાઓ છો. "

" ચાલ્યા આવો. "

બાળકોએ પોતાની સર્વે શકિત એકઠી કરી તેમના પિતાને દોડી વલગી પડયા અને " હવે વ્હાલા બાપુ તમોને નહિ મુકીએ" કહેતાં પોક પાડીને રડવા લાગ્યા, સાથે બન્નેની આંખ ઉઘડી ગઇ ત્યારે બન્ને બંધુઓ એક બીજાને વળગેલા હતા.

બાળકના રડવાનો અવાજ ઘરના માલિકના કર્ણે પડયો અને ચમકયો " આ કોના બાળક રડે છે. " એમ કહેતાં હાથમાં દિપક લઈ જે બાજુથી બાળકોના રડવાનો અવાજ આવતો હતો, તે તરફ ગયો. અને તેણે બે બાળકોને એક ખંડમાં અરસ્પરસ વળગી રડતા જોયા. આ દેખાવ જોઈ તે તાજુબીમા ગરકાવ થઈ ગયો, કે આવા સુંદર બાળકો કોના હશે ? અને મારા ઘરમાં કયાંથી આવ્યા ! તેણે મહેરબાનીના લ્હેજામાં કહ્યું " બાળકો તમો કોણ છો ? અને શા માટે રડો છો. "

" અમોએ અમારા પિતાને સ્વપ્નમાં જોયા હતા. અમો તેમના કંઠે વળગવા માંગતા હતા, પણ તેઓ અમોને બોલાવી પાછળ આવવા ઇશારો કરી ચાલ્યા ગયા, અને અમો રડતા રહ્યા અને અમારી આંખ ઉઘડી તો પિતાના કંઠના બદલે અમો બન્ને ભાઈ અરસ્પરસ એક બીજાના કંઠે વળગી રડી રહ્યા છીએ."

" સારૂં તમારા પિતાનું નામ શું ? "

" મુસ્લિમ "

" કોણ મુસ્લિમ ? "

" જેમને વગર વાંકે કોઈપણ કારણ વગર શહીદ કરી નાખ્યા તે "

" કોણ ? તમો મુસ્લિમ અકીલના પુત્રો ને મારા ઘરમાં. "

" હા, "

" મારા ભાગ્ય ઉઘડી ગયા ! સારૂં, ગભરાઓ નહિ. સવાર થવા દો. હું તમારા પિતાને તમોને મેળવી આપીશ. "

" આપનો ઘણો ઉપકાર. "

બાળકો શું સમજી શકતા હતા, કે કેવા અર્થમાં પોતાની સાથે બોલવામાં આવે છે. તે ખુશ થતો થતો તે ખંડની બહાર ગયો બારણું વાસી તાળું લગાવી દીધું. તેને ખુશીના મારે આખી રાત્રિ નિંદ્રા આવી નહિ. જ્યારે સવાર થઈ ત્યારે તેણે તે ખંડના બારણાનું તાળું ખોલી બાળકોને ઉઠાવી તેમના વાલ પકડી બહાર ખેંચવા લાગ્યો. બાળકોએ પોકાર કરી મૂક્યો.

આ બાળકોનો પોકાર સાંભળી તેની પવિત્ર દયાળુ બીબી દોડી આવી, અને પોતાના પતિના ચરણમાં પડી, રડતાં રડતાં કહેવા લાગી, "ખુદાના વાસ્તે આ બાળકોને મુકી દો. તમારે પ્રાણ લેવા છે, તો તેમના બદલે મારા પ્રાણ લો, મને કતલ કરી નાંખો ! આ બાળકો મારા આસરે આવ્યા છે. તેમને હું દગો આપી શકતી નથી હું મારા પ્રાણ તેમના ઉપરથી કુરબાન કરવા માંગું છું, મારે કોઇ બાળક નથી. હું તેમને મારા બાળકો સમાન પાળી મોટા કરીશ સ્નેહ સ્નેહ.........તમો જો આ બાળકો ઉપર હાથ ઉઠાવશો તો હું મારા પ્રાણ આપી દઇશ........."

જાલિમ પતિએ પવિત્ર પત્નિની વાતને ગણકારી નહિ. તેણે

ગુસ્સે થઈ તેના ગાલ ઉપર એક એવી લાપોટ લગાવી કે તે ધમ કરતી બોંય પડી ગઈ, અને જાલિમ માસુમ બાળકોના વાળ પકડી બહાર ખેંચી ગયો. માસુમ બાળકો જાણે દયાની ભીખ માંગતા હોય તેમ તે પવિત્ર બીબી સામા જોઇ રહ્યા.

બાળકોની દયામાં ઓતપોત થએલી બીબી ઘરની બહાર નીકળી, અને કરગરી કરગરી કહેવા લાગી "હો ! જાલિમ આ માસુમ બાળકોને કાંઇ ખાવા તો દે કોઇ બકરો વગેરે હલાલ કરે છે, તો પહેલાં તેને ખવડાવે છે, પાણી પાય છે, તેમને પાણીતો પીવા દે, આ તો મનુષ્યના બાળકો છે, અને બાળકો પણ એના કે જેનો તું પવિત્ર કલમો પઢે છે......"

જાલિમના હૃદયમાં દયા ન આવી તે નાજ આવી. તે તો તેમને ખેંચતા ખેંચતા ફરાત નદીના કાંઠે લઈ ગયો, અને તલવાર કાઢી તેમને કતલ કરવા ઉગામી બાળકો ધ્રુજી ગયા. નાના બાળકનો હાથ પકડી એક આંચકો મારી જેવો તલવાર લગાવા જાય છે, કે મોટા બાળકે દોડી આવી કહ્યું " શું કરો છો ? " તેનો હાથ અટકી ગયો અને ક્રોધમાં રાતો પીળો થઇ બોલ્યો " શું છે. ? "

" અમોને કતલજ કરીનાંખશો ! " અમે તમારૂં શું બગાડયું છે.

" તમોને કતલ કરવામાં મને લાભ છે "

" શો ? "

" મને કુફાનો સરદાર તમારા મસ્તકોને જોઈ ઇનામ આપશે."

" શું નાણાં માટે અમારી કતલ. "

" હા. "

" જો તમારે નાણાનીજ જરૂર હોય, તો અમા બન્નેને જીવતા અમારા ચાચા ઇમામહુસેન [અ.]ની પાસે લઇ ચાલો. તમોને અમારા

મારવાથી જે ઇનામ મળશે, તેના કરતાં ઘણું ઇનામ અમો તમોને હમારા વ્હાલા ચાચા પાસેથી અપાવીશું."

" હું એવો દિવાનો નથી, કે આવેલો શિકાર હાથથી જવા દઈ પસ્તાવું."

" એમ નહિ તો કુફાના હાકેમ પાસે અમોને જીવતા લઈ ચાલો, આથી પણ તમોને ઇનામ મળશે, અને વખતે તે હાકેમને દયા આવશે તો અમારા પ્રાણ બચી જશે."

" ચાલ ચાલ નાદાન છોકરા! હું કાંઇ તારાથી ઠગાઈ જાઉં તેવો નથી" કહેતાંજ નાના બાળકને પાછળથી પકડી તલવાર મારવા જાય છે, કે મોટા બાળકે તેના પગોમાં પડી કરગરી કહ્યું કે "જ્યારે અમારી કતલજ કરવી છે તો પહેલાં મને કતલ કર. હું મારાં નાના ભાઇની કતલ મારી આંખે જોઈ નહિ શકું." આથી તેણે નાનાને મુકી મોટાને કતલ મારી આંખે જોઈ નહિ શકું." આથી તેણે નાનાને મુકી મોટાને કતલ કરવા તલવાર ઉગામી. તે વખતે મોટા ભાઇની માફક નાનાભાઇએ પણ કહ્યું, આમ કેટલા સમય સુધી રકઝક ચાલી. છેવટે બન્ને ભાઇઓ રડવાથી તથા કાલાવાલા કરવાથી થાકી ગયા. તેમના હોટ સુકાઈ ગયા. ત્યારે તેમણે કહ્યું " ચાલ જાલિમ અમો બન્ને એક બીજાને વલગી પડીએ છીએ: અને તેવા સમયમાં તારા જાલિમ હાથનો એવો જોરથી ઉપયોગ કરજે કે અમો બન્ને એકી સાથે કતલ થઇ જઇએ. પણ એકવાર અમોને પાણી તો પી લેવા દે. અમારો વિચાર થાય છે, કે આ ફુરાત નદીનું છેલ્લીવાર બે બે ઘુંટ પાણી પી લઇએ."

" હા. હા, સત્ય. પાણીના બદલે ફુરાતમાં પડી નાસી છુટવા વિચાર હશે" જાલિમે હાસ્ય કરી કહ્યું.

"અમો ક્યાં નાસી જવાના હતા. અમારી વય શી ! અને નાસી પણ જવા પ્રયત્ન કરીએ, તો તમારા હાથમાંથી ક્યાં જવાના હતા. તમો તરત પાછળ પડી અમોને પકડી લેશો."

" મને ખબર છે અલીનો બચ્ચો સો વરસ જીવે, હું તમોને ફુરાતના કાંઠે પાણી પીવા નહિ જવા દઉં."

" ભલા માણસ જરા તો દયા કર, ! "

" દયા ! દયા શી વસ્તુ છે. તેને હું સમજતો નથી. "

" ત્યારે અમોને પાણી પણ નહિ પીવા દે."

" ના. ના. ના. "

" પણ અમોને જીવતા મુકી દેશો તો આપનું ખુદા ભલું કરશે."

" તમારી કતલ કરવામાંજ મારૂં ભલું છે, સમજ્યાં ! ચાલો તૈયાર થઇ જાઓ. "

" મોટો બાળક રડતાં કહેવા લાગ્યો, વ્હાલા બંધુ આવ, આવ, જાલિમ આપણને પાણી......પણ......પીવા દેવાની ના પાડે છે, આવ આપણે છેલ્લી વાર ભેટી લ......ઈ......એ. "

" વ્હાલા ! બાપુને જાલિમોએ કતલ કર્યા. આજે આપણી વારી છે. આપણને મક્કાથી અત્રે બોલાવ્યા. દિલાસા આપ્યા,......પણ હાય ? આપણા જેવા......માસુમો......ની......પણ......દયા લા......વ્યા વગર તે સર્વે ઉપર પાણી ફેરવ્યું. "

" બાપુ હોત તો આમ ન થાય. " નાનાએ કહ્યું.

"હાય ! બાપુ " કહેતાજ મોટો નાનાને વળગી પડ્યો. જાલિમે વખત આવેલો જોઇ એક તલવારનો વાર એવો કર્યો, કે એક સપાટે બન્નેના મસ્તકો ધડથી અલગ થઇ ભોંય ઉપર પડયા. ધડ ઉછળવા લાગ્યા ફુરાતની રેતી લાલ બની ગઇ. જાલિમે બન્નેના ધડ ઉપાડી

ઉપાડી ફુરાતમાં ફેંકી દીધા. ફુરાતનું પાણી લાલ બની ગયું. એક વાર ધડ ઉપર આવ્યા અને પાછા એવા વહી ગયા કે કાંઈ પત્તો લાગ્યો નહિ. ફુરાતના પાણીને લોહીવાળું જોઇ આકાશમાં પણ લાલાશ આવી ગઇ. પૃથ્વિ કંપી પણ જાલિમનું હૃદય કંપ્યું નહિ. તેણે એ માસુમ બાળકોના જુલ્ફો પકડી બન્નેના માથા ડાબા હાથમાં લટકતા રાખી, બીજા હાથમાં લોહીથી ખરડાયલી શમશીર લઇ અભિમાન તથા ખુશી સાથે કૂફાના હાકમની સેવામાં જવા લાગ્યો. એ ભૂલી ગયો કે તેના માથે પણ મોતની તલવાર ઝૂમ ઝુમી રહી છે.

આ જાલિમ–મુસ્લિમના બાળકોને કતલ કરનારનું નામ હારિસ હતું. તેણે કૂફાના હાકેમના દરબારમાં મોટા અભિમાન સાથે કહ્યું. હું મુસ્લિમ અકીલના પુત્રોના મસ્તકો કાપી લાવ્યો છું. લાવો મારૂં ઇનામ. "

" કૂફાનો હાકેમ ગજબનાક નજરે તેની સામા જોઇ રહ્યો, અને બોલ્યો "હારિસ તારાપર લાનત હોજો. મેં કેદ કરવાનો હુકમ કર્યો હતો, કે કતલનો ? તેં મારી રજા વગર એ નાના બાળકોની કતલ કરી નાંખી. તું હવે હદથી વધી ગયો છે. ગમે તેને વિચાર કર્યા વગર કતલ કરી નાખે છે. તને મારા હુકમની પણ પરવાહ નથી. "

" શું મેં ખોટું કર્યું. "

" હા "

" કારણ ? "

" મેં તેવું નોહતું કહ્યું. "

"તો મુસ્લિમ અકીલની કતલ કરવાનું કોણે કહ્યું હતું ? તેં તેની કતલ કેમ કરાવી. શુ તું મુસ્લિમ નથી. તું પાક કલમો નથી પડતો ?"

" જાલિમ બસ કર, "

" હું જાલિમ તો તું કોણ ! "

" તું જાણે છે કે કોની સામા બોલાય છે ? "

" એક જાલિમ મુસ્લિમ સામાં "

" હું જાલિમ મુસ્લિમ કે તું ! "

" પહેલાં તું પછી હું. "

" બદકાર ! જલ્લાદ. "

જલ્લાદ શબ્દ થતાં બે જલ્લાદો નાગી સમશેરો સાથે તૈયાર થઇ ગયા, " આ હારિસના મસ્તકને ઉડાવી દો, અને તેને બેગોર બે કફન ફુરાત નદીમાં ફેંકી દો. "

હુકમ થતાંજ હારિસના મસ્તક ઉપર સામસામેથી તલવારો પડી. અને અરસ્પરસ સામસામાં નીકળી ગઈ. હારિસ હતો ન હતો થઇ ગયો.........

" ચાહકુન રાચાહ દરપેશ, "

વાંચક આમાં જાલિમ મુસ્લિમ કોણ ? કુફાનો હાકિમ કે હારિસ ? તું તારા વિચાર પ્રમાણે કલ્પિ લે.

---

# હલીમા

## (૧)

"હે ખુદા ! આમ કેમ ? જે પહેલા મારો હતો તે પરાયો શા માટે બન્યો હશે. મારો તેમાં કયો વાંક છે. તે બતાવ કે તોબા કરૂં-તેને સુધારૂં. મેં તેમની સેવા કરવામાં' હુકમ બજાવવામાં કયારે કસર કરી ! બીમાર હોવા છતાં સવારમાં સૌથી પહેલાં ઉઠવું તે મારી ફરજ; તે લોકો હાથ મ્હોં ધોઈ પરવારે કે તેમના આગળ નાસ્તો મુકવો તે મારો ધર્મ. મારાથી ન થઈ શકે, તો પણ તે કરવા પાછળ દુઃખ ઉઠાવી કરવું તે મારો ધર્મ સમજુ તેનો આ બદલો,"

"હું દાસીની માફક. અરે તેની પણ દાસી થઈ રહેવા તૈયાર છું. મારા માથા ઉપર પડતાં સર્વે દુઃખો સહન કરવા તૈયાર છું.. મારી શોકના નાઝ. તેની સેવા કરવા તૈયાર છું, પણ માત્ર મારા માલિક મારા સરદાર મારા પતિની એક ખુશીની નજરની ભીખારણ છું."

"હાય મારા હાથના કર્યા હૈયે વાગ્યા. હું તેને મારા હાથે લાવી, મારી બેન પ્રમાણે રાખી. તેનો આ બદલો!! મેં મારા પતિના સુખના માટે તેમના બીજા લગ્ન કર્યા. હાય! હું તેમને શું કહું, અને અન્યને પણ કેવી રીતે કહી શકું, કે મેં મારા હાથેજ તેને ઘરની માલિક બનાવી છે. હા. કહું તો શું કહું ? અને કોને કહું ? હે ખુદા હવે તો તુંજ મારો આધાર છે. તુંજ મારો બેલી છે."

આ પ્રમાણે એક બાળા શિયાળાની કકડતી ટાઢમાં સવારના ચાર વાગે વાડામાં ઉભી ઉભી બોલી રહી હતી. ઠંડો ઠંડો સુસવાટો લઈ રહ્યો હતો, અને વખતે વખતે તે બાળા ધ્રુજી ઉઠતી હતી.

ટાઢના લીધે કંપી જતી હતી. હાથમાંની લાલટેન પણ આથી ડાલમ ડોલ થઈ જતી હતી. તેણે ધીમાં ધીમાં કેટલા લાકડા હાથમા લીધા, ને ધરમાં ગઈ. પાછો વાડામાં અંધકાર થઇ ગયો.

ધરમાં આવતાં તે જરા આનંદી જણાઈ, કારણ તેનો પુત્ર અસગર ઉંઘમાં મંદમંદ હસી રહ્યો હતો. તેણે ફાનસ જમીન ઉપર મુકી, ખટલાની ઇસ ઉપર હાથ ટેકવી, એક ચુંબન લીધું. બાળક પાછો હસી પડયો. માતા પાછી વધારે આનંદી જણાઈ તેની કીકીઓ શ્વન થનાટ કરવા લાગી. એમને એમ ઉંધતો મૂકી, પાછી તે રસો-ડામાં આવી, ને દેવતા સલગાવવાની તૈયારી કરવા લાગી. કંઈ દેવતા સલગવાની તૈયારી જણાવવા લાગી, કે અગસર એકદમ ચમકી રડવા લાગ્યો, આથી હલીમા ત્યાં દોડી ગઈ. તેને પોતાના ખોલામાં લઇ લીધો. તે રસોડામાં આવી અગ્નિ સલગાવવા લાગી. અગ્નિને ફુંકતાં ફુકતાં તેની છાતીમાં એક હીક ફુટી તેથી " આઠીરે......" કેહતા છાતી દબાવી બેસી ગઇ, પણ શાન્તિ જણાઇ નહિ. અધુ-રામાં પુરૂં બાળક પણ રડવા લાગ્યું, આથી હલીમાં ગભરાઈ ગઇ. તેણે બાળકને છાતીથી લગાવી લીધો. બાળક છાનો રહી ગયો, પણ વેદના ઓછી થઇ નહિ.

હલીમાં આમ કેટલો સમય પડી રહી, પણ હીક ઉપર હીક ફુટવા લાગી. તેણે મન મારવાનું ઘણું કર્યું; પણ તેનું કાંઈ ચાલ્યું નહિ. આમને આમ ૭ વાગી ગયા, અને સાડા ૭ વાગવાની તૈયારી થવા થવા લાગી, અર્થાત નાસતાનો સમય પાસે પાસે આવવા લાગ્યો, પણ અત્ર તો અગ્નિ પણ સલગતા ન હતા. હા માત્ર હલીમાની છાતીમાં આંગ લાગેલી હતી.

એટલામાં એક સ્વરૂપવાન બાળા ત્યા આગળ આવી; અને

હલીમાંને ઉધરતી જોઇ કાંઈ બબડી. અને ગુસ્સે થઈ બોલી “ હજી ઉંદે છે; આગ પણ સલગાવી નથી. ”

આ બોલનાર હલીમાંની શોક સુગરાં હતી, અને તેનું આમ બોલવું સાંભળી હલીમાએ જરા મસ્તક ઉચું કર્યું. તેના સામાં જોયું તેનું મુખ લેવાઇ ગયું, ને દયાની ભીખ માંગતી હોય તેમ બોલી “ મને છાતીમાં ઘણું દર્દ થાય છે.

“ દર્દ થાય છે, પણ નાસતાનો સમય થયો તેનું કેમ ? ”

“ તૈયાર કરૂં છું. ”

“ કયારે દસ વાગે ? ”

“ ના તરત હમણાં ”

“ ઉભી થા. તારા બાળકને પટકી દે, ને તૈયાર કર. ”

“માફ કરો. બેન માફ કરો. મારૂં બાળક મારો લાલ છે. મારા દુઃખનો એક આશરો છે. મુજ ગરીબનો દુઃખ ભંજન છે”

“ જોઉં છું ! દુઃખ ભાંગનાર છે કે દુઃખ આપનાર ”

આટલું બોલી સુગરા ગુસ્સામાંને ગુસ્સામાં ત્યાંથી નખરો કરી ચાલી ગઇ. હલીમાએ એક નિશ્વાસ નાંખ્યો, અને પોતાના બાળ સામાં જોયું. બે આંસુના બિંદુ આંખોમાં આવી ગયા, ને તે બાળકની છાતી ઉપર પડયા. પડયા અને સમાઇ ગયા.

## ( ૨ )

હલીમા ઉચ્ચ ખાનદાન તથા પૈસાવાલાની પુત્રી હતી. તેના બાપ એક સારી કમાઇ ધરાવનાર વકીલ હતા. હલીમાના કહેવાથીજ તેના પતિએ બીજા લગ્ન કર્યા હતા, કારણ પોતાની બીમારીના કારણે પોતાનો પતિ દિલગીર રહે છે, અને સુખી રહી શકતા નથી. એમ તેને લાગવા માંડયું. પહેલ વહેલાં તો તેના પતિએ

માન્યું નહિ, પણ લાંબી મુદ્દત હલીમાં માંદી રેહવાથી, તથા તેની ખાસ લાગણીથી સુગરાં સાથે પોતાના બીજીવારના લગ્ન કર્યાં હતા.

હાલ હલીમાં જરા સાજી થઇ છે, પણ પેતાના પતિના સુખના માટે કરેલી યોજના તેના પોતાના સુખને નાશ કરનાર નીવડી. પતિના સુખના કારણે તે દુઃખી થઈ હતી. તે પોતાના બાપદદાની આબરૂ તથા પોતાની લાયકાતના કારણે સર્વે સહન કરતી હતી. તે પોતાના દુઃખની વાત કોઈની પણ આગળ કહેતી નહિ, એટલુંજ નહિ ! પણ તેની ગંધ અન્યની પાસે જવા દેતી ન હતી. પણ તેની કદર રસુલબેગ પતિ અને સુગરાને કયાં હતી !

જે પતિ હલીમાના રૂપનો ગુલામ બન્યો હતો. તેજ પતિ હલીમાં માંદી પડતાં, તેના રૂપનો નાશ થતાં, દુશ્મન બની ગયો હતો અને આંખના પાટા સમાન ગણુતો હતો, પરંતુ પોતાની નવિના કહેવાથી પોતાને ત્યાં રહેવા દીધી હતી, એને તેની પાસેથી ગુલામ પ્રમાણે ચાકરી લેવામાં આવતી હતી, હલીમા જાણતી કે કોઈ પણ વખતે પતિ દયા કરશે. પોતાની સ્થિતિનો ખ્યાલ કરશે. પોતાના દુઃખમાં ન્યુનતા કરશે. પણ હાય ! પત્થર સમયા હૃદયના દિલમાં દયા નાજ ઉત્તપન્ન થઇ.

સુગરાં ગુસ્સામાંને ગુસ્સામાં પોતાનો પતિ બેઠો હતો ત્યાં ગઈ, ને જતાંજ ગરજવા લાગી " જોયું આમ તે કયાં સુધી સહન થાય આથી તો જાતેજ હાથ બાલી લેવા સારા......"

" શું છે. શું છે. આમ ગુસ્સે કેમ પ્રિયે "

" જઈને રસોડામાં જુવોને, તમારા લાડકી દર્દનું બાહાનું કરી રહ્યા છે, અને ચુલામાં આગ સરખી પણ સળગાવી નથી. તેનાથી બની શકતું નથી, તો પછી શા માટે પડી રહે છે, જાય પોતાના બાપને ઘેર "

"ત્યારે શું હજી નાસ્તાનુ ઠેકાણું નથી ?" સુંગરાના પતિએ પ્રશ્ન કર્યો, અને તરત ધુંધવાઈને ઉઠયો, ને સીધો રસોડામાં ગયો, આ વખત હલીમા દેવતા સલગાવી રહી હતી. અને પોતાની છાતીમાં થતા દર્દ ઉપર હાથ મુકી ધીમા ધીમા ફુંકી રહી હતી.

"હમણા સુધી રાંડ" બોલી કઠોર પતિએ લામ લગાવી દીધી. હલીમાં ઉંધી પડી ગઇ. નાક ને કપાલ છોલાઇ ગયા. પાછી બેઠી થઇ બોલવા લાગી" "વ્હાલા? વહાલા! માફ કરો. હા મારો કસુર થયો છે. હું તે કબુલ કરૂં છું, પરંતુ મારા વાંકે તમો જીવ ન બાળો. મને રાંડ ન કહો, ખરી રીતે તમારા માટે હું મરવા તૈયાર છું."

"તું તો મરવાનું પસંદજ કરેતો."

"ના. ના. તમોને જે પ્રકારે સુખ થાય, તેમ કરવા તૈયાર છું. તમો મારા માલેક છો. મારા માં બાપે મારો હાથ તમારા હાથમાં સોંપ્યો. ત્યારથી તમો મારાં માલિક બન્યા છો, આથી મારી દરેક ગતિ એવી હોવી જોઇએ કે તમારા સુખના માટેજ હોય."

"બસ કર બસ."

"ના વ્હાલા! મને બોલવા દો, કારણ ઘણાં દીવસ પછી મને આ પ્રસંગ મળ્યો છે મારી પાસે આવ્યા છો. મને સ્પર્શ કર્યો છે. એક બીજી લાત લગાડો."

આટલું બોલી પગને સ્પર્શ કરવા આગળ વધી, પણ કઠોર પતિએ પગ પાછો હટાવી લીધો. હલીમાનો હાથ ખાલી પડયો તેની આંખમાં આંસુ આવી ગયા, ને રડતાં રડતાં પાછી બોલવા લાગી. "વ્હાલા...વ્હાલા. ન નાસો. હું તમારી દાસી છું. હું તમારી સેવા કરનાર છું. મારાથી ન નાસો. તમો કાયા તો હૂં છાયા છું મેં...

હા. મેં...આપની સાથે સુખ...માણ્યું છે, હું તેજ હલીમાં છું, કે તમો મારા સુખ માટે...સર્વ કાંઇ કરતા હતા, હું તેજ હલીમા છું, કે જેના સર્વનાશ તમોએ ...પૂર્ણ કર્યો છે. મારા માથા......ઉપર ઘ...ણું ઉપકકાર...છે. હું તમારી દયાની નઝરની ભીખારણ છું. એકવાર, વ્હાલા એકવાર, મા...રા માલિક એકવાર. મારા ઉપર દયાની....ન....જ,....ર નાંખો, જેથી તમારા સર્વે દુઃખોનો નાશ થઈ જશે.

આટલા સુધી હલીમા બોલવા પામી હતી, કે સુંગરાએ આવીને કહ્યું કે "હલીમાના બાપા આવ્યા છે, તે તમોને બોલાવે છે."

આશા હતી કે હલીમા ઉપર તેનો પતિ દયા વરસાવત, પણ તે સમયજ ન મળ્યો, અને તે તરત હલીમાના બાપને મળવા માટે ચાલ્યો. હલીમા પણ મુખ ધોઈ પોતાના પિતાને મળવા માટે ચાલી.

જ્યારે હલીમા પોતાના બેડા હતા, ત્યાં ગઇ તો તેને લાગ્યું કે પોતાનાજ સંબંધમાં વાતો થઈ રહી હતી, પણ પોતાના જતાં તે બંધ થઇ ગઈ. આથી હલીમાં છેટે ઉભી રહી ગઇ. ને નીચું જોવા લાગી.

"કેમ બેટા કેમ છે." હલીમાને આવેલી જોઈ તેનો બાપ બોલ્યો.

"સારૂં છે વ્હાલા પિતા."

"કાંઇ કહેવું છે."

"કાંઈ નહિ, મારે શું કહેવાનું હોય. અત્રે મને શું દુઃખ છે."

"પણ તારૂં શરીર ઘણું લેવાઇ ગયું છે."

"હોય શરીર છે. બીમારી છે......તેથી......વખતે લેવાઇ પણ જાય, પણ હાલ સું......ધરવા લાગ્યું...... છે."

હલીમાએ પોતાની વાત સંતાડવા પ્રયત્ન કર્યો, પણ પોતાનો

અનુભવી વકીલ પિતા જાણી ગયો, કે હલીમાં પોતાની વાત સંતાડે છે. તેથી તે બોલ્યો.

"ચાલો તૈયાર થઇ જાવો. આપણે ઘેર ચાલો. હું ગાડી લાવું છું."

આ પ્રમાણે પોતાના પિતાને બોલતા સાંભળી હલીમાએ પતિના સામાં જોયું. બન્નેની આંખો મળી. હલીમાએ પોતાની આંખો નીચી કરી કે બે આંસુના ટીપા જમીન ઉપર પડી ગયા.

બુદ્ધિશાળી પિતા ચેતી ગયો, કે હલીમા પોતાના પતિની રજા વગર આવવા માંગતી નથી. આથી તે બોલ્યો.

"તમો કહોતો મારી પુત્રીને ચાર દિવસ મારે ઘેર લઈ જાવું."

"હું ક્યાં ના કહું છું? દશવાર બોલાવી જાઓને!" હલીમાનો પતિ બોલ્યો.

હલીમાનો પતિ ગાડી લેવા ગયો, સુંગરાં તેની પાછળ ગુસ્સો કરી તે ખંડમાંથી જતી રહી, પોતાના પતિને એકલા જોઈ હલીમાં બોલી "હું જાવું તો તમો ખુશી છો?"

"જાવોને મારે શું! ત્યાં જાવો તો હું નારાજ શા માટે થાવું."

"હું જાવું છું, પણ આપના વગર મને ગમશે નહિ, માટે કૃપા કરી મને દરરોજ દર્શન આપી જશો."

"હા હું નવરો છું ને! કે હમેશ ત્યાં આવીશ."

હલીમાં આગળ બોલવા જતી હતી, કે હલીમાના પિતા ત્યાં આગળ આવી લાગ્યો. ને આવતાંજ બોલ્યો.

"હલીમાં ચાલ."

"મારો અસગર" હલીમા બોલી.

"તેને ડાકટરને ત્યાં લઈ ગયા છે. તે આવશે એટલે મોકલી આપવામાં આવશે." સુંગરા બોલી.

" હમણાં તેને ડાકટરને ત્યાં મોકલવાનો સમય હતો ? " હલીમાનો પિતા બોલ્યો.

" ત્યારે શું તેની દવા ન કરવી ! " હલીમાનો પતિ બોલ્યો.

" હું કયાં ના કહું છું."

" એમાં શું છે ? હમણા મોકલી આપવામાં આવશે. "

" સારૂં હલીમા ચાલ. તારો અસગર ત્યાં આવશે, "

એટલું બોલી હલીમાનો હાથ પકડી તેનો પિતા ચાલતો થયો.

( ૩ )

દીવસના અગીર વાગવા આવ્યા છે. હલીમાં પોતાના બાળકની જુદાઇમાં તડપી રહી છે, ને વારે ઘડીએ તેનું નામ લઇ લઇ લોકોના સામાં જુવે છે. તેનો પિતા અને સાહેલીઓ તેની આજુ બાજુ બેસેલી છે. જેમ જેમ વખત વખત જાય છે, તેમ તેમ હલીમાની હાલત બગડતી જાય છે. ડાકટરને બોલાવવામાં આવ્યો હતો, પણ તેણે નિરાશાની આશા આપી હતી, અને કહ્યું હતું કે અસગર તેની આગળ લાવવામાં આવેતો વખતે આશા બંધાય, અસગર ને લેવા માટે બે ત્રણ માણસો મોકલ્યા, પણ તેવો પાછા આવ્યા. વધુ તપાસ કરતા માલમ પડ્યું, કે અસગરને ડાકટરને ત્યાં લઇ જવામાં આવ્યો નથી, પણ સુંગરાએ પોતાના એક સગાને ત્યાં મોકલી દીધો છે, અને ત્યાં આગળ હલીમાં વગર તડપે છે......"

હલીમાએ પણ આ વાત જાણી લીધી, તે તડપી ઉઠી ને બોલવા લાગી.

" મારો અસગર ગરીબ ! અસગર કયાં છે ? શું તમારા...માંથી કોઈ મારા અસગરને લાવી નહિ આપે. જુવો જુવો તે મને શોધી રહ્યો...હશે. હાય! તેની ગરીબ આંખો...માંથી...આસું વહી રહ્યા

હશે. તે લપકી લપકી મને...દુખીયારી માને...વિખુટી પડેલી માતાને...શોધતો હશે. શું તમારા દયાનો ભાગ નથી ? શું તમારા-માંથી કોઇને મારા...ઉપર...દયા નથી...આવતી ? તમારામાંથી... કોઈ એવો છે કે મારા...વિખુટા પડેલા......" માં માં માં " કહી રડનાર અસગરને...લાવી...આ...પે ?

આ પ્રમાણે હલીમાનું બોલવું સાંભળી સર્વે જણાં રડી પડયાં હલીમાંએ પોતાની છાતી બન્ને હાથથી કુટવા માંડી. બે સાહેલીઓએ તેના હાથ પકડી લીધા. હલીમાંની હાલત ખરાબ થવા લાગી.

"બેન તારો અસગર આવેછે" એક સાહેલી બોલી,

"કયાં છે ? કયાં છે ? મારો લાલ કયાં છે ! તેને લાવો. લાવો. મારી આંખ તેને જોવા માંગે છે. હાય મારો જીવ રૂંધાય છે. તેના વગર......મને...ચેન...નથી. તમો...સર્વે...મા...રી સામાં શું જુવો છો ? સાંભળો તે મારો...ગરીબ હલીમાનો......એકનો ...એક પુત્ર છે. મારો આત્મા છે. મારા...લાલને મારાથી...છુટો પાડવામાં...આવ્યો છે. તે પણ કેવા......સમયે. મારી આવી... સ્થિતિ...માં ! હાય ખુદા......

આટલું બોલી તેણે પોતાનું માથું પટકયું, પણ તે તકીયા ઉપર પડયું, તેથી વાગ્યું નહિ. તે એકદમ બેઠી થઇ ગઇ, પણ ચક્કર આવવાથી "હાય. ગરીબ...અ...સ...ગર" બોલતાજ ઢલી પડી. બેહોશ થઈ ગઇ. તરત ચાંપતા ઉપાયો લેવામાં આવ્યા. તો પણ બે કલાક પછી શુદ્ધિમાં આવી અને બોલી કેઃ—

"મારો અસગર આવ્યો."

કોઇએ જવાબ આપ્યો નહિ. માત્ર તેમની આંખમાંથી આંસુ ટપકી રહ્યા હતા. એટલામાં એક માણસ આવ્યો, અને હલીમાના

પિતાના હાથમાં એક ચીઠ્ઠી આપી. તે હલીમાના બાપના નામની હતી. અને હલીમાના પતિએ લખ્યું હતું કેઃ—

મે. ઇસહાકબેગ.

સલામ સાથેઃ—તમારે આ ચીઠ્ઠી ઉપર બરાબર ધ્યાન આપવું. પુત્ર અસગર હાલ મારી પાસે છે. તે તેની માતા વગર રેહતો નથી. તેને તમારે ત્યાં મોકલવામાં આવશે નહિ, કારણ અસગર ઉપર જેટલો પિતાનો પ્રેમ હોય, તેથી વધુ અન્યનો હોયજ નહિ. એમ હું માનું છું, માટે આ ચીઠ્ઠી મળે તરત તમારી પુત્રીને અત્રે મોકલી આપવી; નહિતો કાયદેસર કોરટમાં દાવો માંડી ચોટી પકડી ખેંચી જઇશ, અને સદરહુ કામમાં સર્વે વાતના તમો જોખમદાર થશો. બસ એજ.

લી૦ હકદાર,

રસુલબેગ

ચીઠ્ઠી વાંચતાં ઇસહાકબેગ ઉપર વીજળી તુટી પડી હોય તેમ થયું. કાયદા જાણનાર ઇસહાક ડરી ગયો. ચીઠ્ઠી હલીમા ઉપર નાંખી, બન્ને હાથથી પોતાનું મસ્તક પકડી બોલ્યો "મારી દુખીયારી હલીમા જા. જા. તારા જુલ્મી પતિને...ત્યાં...જા."

આ સાંભળી સર્વે ચમકી ગયાં. હલીમા ચીઠ્ઠી વાંચવા લાગી. ચીઠ્ઠી વાંચતાંજ તેનું મસ્તક ફરી ગયું. તેની આંખો ફાટી ગઇ. તેમ જણાવવા લાગ્યું. તેણે ઇસહાકબેગ સામાં જોયું, તેને તરત ઉભી થઇ ગઇ ને બોલી.

"વહાલા પિતા. માફ...કરજો. મારા માટે આપને ઘણું સહન કરવું પડયું. મેં આપને ઘણો મોટો...જખમ...આપ્યો. હવે...મને બચવાની આશા નથી. તેમ મારે હવે આ જગતમાં રેહવાની ઇચ્છા પણ નથી, કારણ અત્રે સ્ત્રીઓના હકો...તરફ જોવામાં આવતું

નથી, પુરૂષો પોતાના હક્કો માંગે છે. ને ગરીબ...આસરે...પડેલી સ્ત્રી ...ના હક તરફ ધ્યાન...આપતા...નથી. શું! સર્વે તેવા હશે? તેની મને ખબર નથી. લાવો. ગાડી લાવો. મારા...લાલ. ગરીબ અ...સ...ગ...ર. તું ના રડ. હું આ...વું...છું. જેમ તું...મારા... વગર તડપી રહ્યો છે. તેમજ હું......તારા વગર.........પાણી. પાણી."

પાણી માંગતાં તરત તેને એક ગ્લાસ પાણી આપ્યું. તે આખો ગ્લાસ ગગડાવી ગઈ, ને પાછી બોલી. "બેનો તમો ન રડો. ન રડો. પતિના...જુલ્મોમાં મારા...જેવી કેટલીએ ફસાઇ...પડી હશે. ગરીબના...ભાગ્ય...ગરીબ. હા. હા. અસગર મારા અસગર તું ન... રડ હું આવું છું."

આટલું બોલી તે ચાલવા લાગી, પણ ચાલી શકાયું નહિ. જો તેને પકડી લીધી નાં હોત તો તે પડી જાત.

"બેનો હું...મારા...અસ...ગર...ને જોવા માટે...જાવું છું. મને ગાડી...માં બેસાડો મારા હકમાં દુઆ કરજો. અને...જોહું... મૃત્યુ...પાંમું તો મારા...માતા...વ...ગર...ના બાળક ઉપર, યતિમ અસગર ઉપર......દયા...કરજો. મને...બચવાની...આ...શા નથી. મારો શ્વાસ રૂં...ધા...ય છે. વખતે........જલ્દી જલ્દી ક...રો. મારા ઉપર દયા લા...વો. મને ગાડીમાં બેસાડો."

હલીમાને ઉચકી ઇસહાકબેગના કહેવાથી ગાડીમા બેસાડવામાં આવી. આ વખતે દરેકની આંખમાંથી આંસુની ધારા વહી રહી હતી. દરેક જણ ડુસકા ખાઇ ખાઇને રૂદન કરી રહ્યા હતા. ત્રણ ચાર હલીમાની સાહેલીઓએ તો પોકો પણ પાડી. એકદમ રડારોળ મચી ગઇ. દેખાવ ઘણો હૃદય ભેદક હતો.

જેમ તેમ કઠણ છાતી કરી હલીમાને ગાડીમાં બેસાડી. હલીમાંએ

પોતાની સર્વે શક્તિ એકઠી કરીને બોલી. આને બોલતા સાંભળી સર્વે જણ રડવા લાગ્યા. પણ મુખથી જરાપણ બોલ્યા વગર માત્ર વખતે વખતે નિશ્વાસો સંભળાતા હતા.

એનો ! પિતા ! હું......જાવું છું. વખતે......ફરી......થી... તમોને......જોવા......નહિ પા......શું; અને......તમો......પ ......ણ મને નહિ જુવો. હું મારા રડતા......અસગર......ને મળવા......જા......વું છું. તેનો......રડી......ર......ડી ઘાંટો ......બેસી ગયો હશે. મારો......લાવ......રિસા......લ છે. તેથી તેને......માંસુમ અસ......ગરને માર......પડતી હશે. હાય ! હાય !! હું......શું......કરૂં ?

આટલું બોલતાંજ તે ઢળી પડી. આ વખતે બરાબર પાંચ વાગી ગયા હતા. હલીમાને એકદમ શ્વાસ જોરથી ચાલવા લાગ્યો, ઘભરાઈ ગઈ. તે આંખો ફાડી ફાડી ચારે બાજુ જોવા લાગી. હવે તે બોલવા પ્રયત્ન કરતી હતી, પણ બોલી શકાતું નહતું, પણ ઘડીએ ઘડીએ બન્ને હાથો મહામેહનતે ઉંચા કરતી હતી, તે હાથો ઇસહાકબેગ પકડી લેતો, પણ તે પાછા ખેંચી લેતી તેણે એકવાર ફાટેમી આંખે ચારે બાજુ જોયું. તેણે એક મોટો નિશ્વાસ નાંખ્યો અને " મા......મા......મા......રો અ......અ......સગર ના ......મળી......શ......કી......યો" બોલતાંજ એક હેડકી આવી ને તેનો પ્રાણ ખુદાના દરબારમાં ઇન્સાફ મેળવવા ચાલ્યો ગયો. બીચારી હલીમા અસગરની જુદાઇનો દાઘ સાથે લેતી ગઇ.

× × × ×

આ માસુમ અસગરનું શું થયું, તે વાચકે ઇચ્છાનુંસાર કલ્પિ લેવું.

---

# ઈદનો જલસો ( ! ! )

## ( ૧ )

" મા, મા, મારા બાપુ કાં ? "

કોણ તારા બાપુ ?

" હા. મારા બાપુ. "

"તે તો હજી કચેરીમાંથી આવ્યા નથી. તારે શું કામ છે ?"

" મારે તેમના પાસે જવું છે. વા વા લેવા છે. "

" લે વા વા હું આપું. "

" ના, આં આં, મારેતો બાપુ પાસે વા વા લેવા છે. "

" ત્યારે તેતો નથી આવ્યા. "

" ના, આયા છે. અ રયા ચાલ બતાવું. "

" કયાં છે ? "

" એ એઠયા "

આટલું બોલી નિર્દોષ કમર પોતાની માતા ખુરશીદાનો હાથ પકડી ખેંચવા લાગ્યો. ખુરશીદા તેના સામું જોઇ રહી, એક નિશ્વાસ નાંખ્યો ને ઉભી થઇ તેને ગોદમાં લઇ લીધો. બે ત્રણ ચુમ્મી લઇ લીધી.

" તેં કેમ ચુમી કરી હું પણ કરીશ. "

" હા, મારા લાલ વ્હાલા કમર લે લઇ લે " કહેતાં તેના મુખ આગળ પોતાનો ગુલાબી ગાલ રાખ્યો અને મંદ મંદ હસવા લાગી તેના મુખ ઉપરથી ઉદાસીની છાયા નાશ પામી.

" હવે હું તને ચુમી નહિ લેવા દઉં " બાળકે માતાના ગાલ ઉપર ચુમ્મી લઇને કહ્યું.

ત્યારે કોને લેવા દઇશ ?"

"મારા બાપુને,"

"તારા બાપુને" બોલતાં ખુરશીદાએ પાંછો નિશ્વાસ નાખ્યો.

'હા' પણ ચાલ બાપુ પાસે.

"હા. ચાલ તું ક્યાં લઇ જાય છે."

બાળક કમર હાથના ઇશારાથી દેખાડવા લાગ્યો. તેમ ખુરશીદા તેને ખોળામાં લઈ ચાલવા લાગી. છેવટે તેઓ દીવાનખાનાની આગળ આવી ઉભા રહ્યાં.

" માંહે મારા બાપુ છે. ઉઘાડ."

" તે અંદર નથી."

"ના છે."

ખુરશીદાએ બારણાં ઉઘાડયા. બાળકે આનંદ સાથે દીવાનખાનામાં જોયું, પણ તે તેના પિતાને જોઈ શકયો નહિ. તે જરા ઉદાસ થયો, અને "માં બાપુ નથી" આટલું બોલતાંજ તે રડવા જેવો થઇ ગયો. ખુરશીદાએ તેને છાતી સરખો લગાવી લીધો. એટલામાં દદાર ખકડયો, અને કોઈ આવતું હોય તેમ લાગ્યું.

" જો ભાઈ કમર તારા બાપુ આવ્યાં."

" ક્યાં છે મારા બાપુ" ગોલતાંજ માતાની ગોદમાંથી તે ઉતરી પડી તે દાદર તરફ દોડયો.

એટલામાં તેના પિતા અસગર તેના સામા મળ્યા. તે જોતાંજ બાળક ઉછળી પડયો, ને બોલ્યો "બાપુ બાપુ વાવા લાયા. લાવો મને આપો."

"આપું છું ચાલ" કહેતાં અસર તેને ત્યાં મુકી. આગળ ચાલ્યો. બાળકનું મુખ ઉતરી ગયું. તે ત્યાંજ ઉભો રહ્યો, અને બે

ત્રણ ડુસકા ખાઇ રડવા લાગ્યો. ખુરશીદાએ તે સાંભળ્યું. તે ચમકી અને દોડી. તો સામા પોતાના પતિ મળ્યા. તે જોતાંજ બોલી. "મારા માલેક કમરને શું થયું ? તે તમારા સામા આવ્યો હતોને."

"કોણ જાણે શું થયું ?" આટલું બોલતાં તે દીવાનખાનામાં જતો રહ્યો. ખુરશીદાએ પાછા વળીને જોયું, અને કમર તરફ ગઇ; તેને ખોળામાં ઉપાડી પાછી દીવાનખાનામાં આવતાં બારણામાં પગ મુકતા બોલી. "હાં લાવો મારા ભાઇનો વાવા લાવો."

"હું લાવ્યો નથી, લો આનાનું કાંઇ મંગાવી લો."

"ત્યારે તમો બહારથી આવો છો, ત્યારે લેતા આવો તો કેવું.! બાળક કેટલું રાજી થાય !"

"મને એ આદત પસંદ નથી."

"તમો આમ કેમ બોલો છો ? બાળક આપણી પાસે નહિ માંગે તો કોની પાસે માંગશે ? આપણે આપણાં બાળકના લાડ પુરા નહિ કરીએ કોણ પૂર્ણ કરશે ?"

"પણ મને તે વારેઘડીએ આવી આવીને વલગે છે, તથા મારા મિત્રો વગેરે આવ્યા હોય, ત્યારે તે આવી વચમાં ગડબડ કરે છે, તથા સતાવે છે, ત્યારે મને સારૂં લાગતું નથી."

"હજીપણ હું આપને એમજ કહીશ, કે બાળક માબાપને ના સતાવે તો કોને સતાવે ? પણ તમો તેને સતાવવાનું કેમ ગણો છો ? તેમાં નિર્દોષતા છે. સ્નેહ છે. પ્રેમ છે."

"તે સર્વે ખરૂં પણ હવે મને પસંદ પડતું નથી."

"પણ માબાપની ફરજ છે, કે પોતાના બાળક સાથે માયાથી વરતે. તમોએ પહેલાં તેને સાથે ઘણાં લાડ કર્યો છે. તે તમારાથી હળી ગયો છે, અને તમારા નામનીજ જપમાળા જપે છે. તમો આવ્યા, કે તે તમારા સામા દોડી આવ્યો."

"ચાલ હશે. જા ચાહ લાવ."

પતિનો હુકમ સાંભળતાં ખુરશીદા કમરને પોતાના ખોળામાં લઈ ત્યાંથી જતી રહી.

(૨)

અસગર ડાકોરમાં અવલ કારકુન હતો, અને અમદાવાદ બદલી થતાં અમદાવાદમાં આવે થોડા દીવસ થયા હતા, કે તે બદલાઇ ગયો હતો. ડાકોરમાં તો કચેરી અને પોતાનું ઘર, બાળક અને સ્રીજ હતાં તે તેમની સાથે આનંદમાં દીવસો કાઢવો હતો. પોતાના બાળક કમરને તે કલાકોના કલાક રમાડતો. તેને જોઇ જોઇ આનંદ પામતો. બાળક પણ તેની સાથે હલી ગયો હતો, અને માતા કરતાં પિતા પાસે કમર વધારે રહેતો હતો. તેની સાથે રમતો. હસતો. અસગર પણ બજારમાંથી નવિન નવિન વસ્તુઓ કમર માટે લેતો આવતો, પરંતુ અમદાવાદ બદલી થતાં જલસા, મેલાવડા, અને મિત્રોનો રાફડો ને રાફડો મળતાં તે બદલાઈ ગયો. તે રાત્રે મોડો મોડો આવતો. ગાન તાનમાં ગુલતાન થવા લાગ્યો હતો. ડાકોરમાં નહિ જોએલું. તથા નહિ સાંભળેલું જોઇ તે તો ફૂલ્યો સમાતો નહોતો, અને મિત્રોની સાથે નાટક, સીનેમા, અને રંડીયોને ત્યાં રાતનો ઘણો મોટો ભાગ કાપી નાખતો હતો. બીચારી ખુરશીદા પોતાનો પતિ ન આવે ત્યાં સુધી જાગતી. બાળક પોતાના પિતાને ન જોતાં રડતો. ખુરશીદા સમજાવતી. બાળક રીસાતો. નાસતો. રૂદન કરતો. થાકી પાકી ઉંઘી જતો. માતા આવી હાલત જોઇ રડી પડતી. તેના ઉપર કલાકો સુધી હાથ ફેરવ્યા કરતી. અને નિશ્વાસો નાખતી; અથવા રડતી પણ કોઇ પણ દહાડો ખુરશીદાએ અસગરના કાને અવાજ સરખો પણ ન કર્યો કે તમો મોડા આવો છો તેથી મારે જાગવું પડે છે; કારણ તે જાણતી

હતી, કે આ વખતે તેમને કાંઇ પણ કહીશ તો ખોટું લાગશે, ખીજવાશે. તે કેળવાયલી તથા વિદ્યાભ્યાસી હતી. હાલ તેની વય એકવીસ વર્ષની હતી, તોપણ પોતાના પિતાના કુટુંબના સર્વે માણસો કેળવાયલા હોવાથી તે અંગ્રેજી, ફારસી, ઉર્દુ અને ગુજરાતી સારી પેઠે જાણતી હતી.

અધુરામાં પુરૂં, રમજાન માસ આવ્યો. અસગર રોજાતો રાખતોજ નહિ, પણ રોજો ખોલવા હોટલમાં અથવા મસીદમાં જતો, તે ઇશાની નમાઝ પઢવા માટે જતો નહિ, કારણ સત્તર વત્તા વીસ સાડ-ત્રીસ રકાત પઢતાં તેના પગમાં દર્દ થતું. પોતે થાકી જાય છે, તેમ માની લેતો. રમજાન માસ ચાલતો હોવાથી બીજા દિવસો કરતાં અમદાવાદમાં ઓરજ બહાર જોવામાં આવતી, આખુ બજાર વીજ--ળીક બત્તીના કારણે દીવસના માફક રાત્રી પ્રકાશમય જણાતી. હોટલો આખી રાત ઉઘાડી રહેતી. રંડીઓના માલામાં તાલ ઉપર તાલ અને અલાપ પર અલાપલેવાતા, અને વાગતા. પ્રેમીઓના દીલ મુઠીમાં લઇ લેતા. કેટલાક તો નમાઝ પઢીને પણ ગઝલ સાંભળવાના બહાને રંડીના માલા ઉપર જતા. પાન ખાતા અને જરા દિલ બેહલાવી સરગી કરવી છે, તેમ કહી પ્રસાર થઈ જતા.

અસગરે તો રમજાનમાં તો હદજ કરવા માંડી હતી. તે રાતના બેબે ત્રણ ત્રણ વાગે આવતો, અને ઉંઘી જતો. સવરામાં નવ-દશ વાગે ઉઠતો હતો. બાળક સવારમાં ઉઠતાંજ " બાપુ બાપુ " કેહતો અસગરના સુવાના ખંડ તરફ દોડી જતો. પણ અસગર અંદ-રથી સાંકળ મારીનેજ ઉંઘતો; તેથી બહારથી બુમો પાડતો; બોલા-વતો. નિરાશ થતો રડતો. ખુરશીદ પાસે આવતો ને કેહતો " મા મા બાપુ બોલતા નથી. "

" તેવો ઉંઘી ગયા હશે "

" પણ બોલતા કેમ નહિ હોય. હું મોટો થઇશ તો હું પણ નહિ બોલું "

" પુત્ર તું કાલ મોટો થઇ જઇશ. "

" અને મા. તેવો મને ખોળામાં પણ લેતા નથી. હું પણ મોટો થઇશ તો તેમને ખોળામાં નહિ લેવું "

ખુરશીદાએ પુત્રનું આવું ઘેલું ઘેલું બોલવું સાંભળી જરા હસી પાછો નિશ્વાસ નાંખ્યો. અને તેને ઉંચકી લઈ દશબાર ચુમ્મીઓ લઈ લીધી.

આજે ચાંદરાત હતી. ચાંદ દેખાતો હતો. નાહના નાહના બાળકો ઈદની ખુશીમાં કુદતા દોડતા અને " ચાંદરાત દેખાઈ ચાંદરાત દેખાઈ" બોલતા હતા. એક નવિનજ હીલચાલ શરૂ થઇ ગઈ હતી. અસગર પણ ઉતાવળો ઉતાવળો પોતાની સ્ત્રી જે ખંડમાં બેઠી હતી. ત્યાં આવીને બોલ્યો " આજે ચાંદરાત છે. તમે જોઇ ? "

" હા મને લાગતું કે આજે ચાંદરાત દેખાશે, તેથી મેં સ્વાદિષ્ટ ભોજન રાંધ્યું છે. ચાલો જમી લો. "

" નહિ તમે ખાઇ લો. મારે તો બહાર આજે એક ઈદના જલસામાં જવાનું છે. ત્યાંજ જમવાનું છે. ત્યાં ઘણીં ગમત પડશે. "

" પણ જમીને જાવો તો શો વાંધો છે ? ખાવાનુ બગડશે. "

" પણ મારે જમવું નથી, તમારે ખાવું હોય તો ખાઇ લો. "

" બાપુ બાપુ હું આવીશ " કમર બોલ્યો.

" કયાં ! તારૂં શું કામ છે ?

" ના હું આવીશ "

" મરવા ?

" બાપુ ત્યાં સાકરીઆ મરવા મળશે ? તો તો હું આવીશ "

" હા. બેટા જજે " ખુરશીદા માત્ર કમરને સમજાવવા બોલી.

" ક્યાં જજે ? હું તો ત્યાં તેને સંભાળીશ. "

" હું તો તેને સમજાવું છું. "

" સમજાવ્યું, તેંજ તેની આદત ખરાબ કરી નાંખી છે. લે મને વાર થાય છે. હું જાવું છું " બોલતાંજ તે ત્યાંથી ચાલવા લાગ્યો, " બાપુ બાપુ હું આવું છું. " બોલતાંજ અસગરની પાછળ દોડયો, પણ ખુરશીદાએ તેણે પકડી લીધો, કે તરત આગળ ખુરશીદાના હાથમાંથી છટકી ગયો અને બારણામાં પોતાના પિતા અસગરના પગે જઈ વળગ્યો અને બોલ્યો, " બાપુ હું આવું છું. "

" ચલ હટ " કોણ છે ? આટલું બોલતાંજ તેણે પોતાના પગને આંચકો માર્યો, આંચકો આવતાંજ કમરના મુખમાં વીલાયતી બુટ જે અસગરે પેહરેલા હતા તેની એડી વાગી, અને સાથેજ તેનું માથું બારણામાં અથડાયું. કમરે " બાપુ બાપુ મરી ગયો " એવી કારમી ચીસ પાડી. ખુરશીદા દોડી આવી. અસગર ખટપટ ખટપટ બુટનો અવાજ કરતો પ્રસાર થઈ ગયો.

( 3 )

રાતના બે વાગ્યા છે. કમરને સખ્ત ચોટ વાગી છે, અને તાવ પણ ચઢી આવ્યો છે. તે આંખ ફાડી ફાડીને જોઈ રહ્યો છે. તે " બાપુ હું આવીશ " આમ વારે ઘડીએ જ્યારે જ્યારે આંખ ઉઘાડે છે. ત્યારે બોલે છે. તેની ફાટેલી આંખ જોઈ તે સામી ટગર ટગર જોવા લાગી " મારા લાલ વ્હાલા કમર " તું ઉંઘી જા. તારા બાપુ તને વઈ જશે. "

" બાપુ હું આવું છું " બાપુ શબ્દ સાંભળતાં કમર ઝપ-કીને બોલ્યો.

" પિતાના હાથે જખમી થએલ કમર! ઉંઘી જા. અહા રાત્રી પણ અંધકારમય છે. આખા ઘરમાં હું એકલી છું. દાસી પણ આજે ઘેર ગઈ છે. હું કોને મોકલું? શું કરૂં? ખુદા! ખુદા! હવે તો તુંજ મદદગાર છે. પુત્રની અત્રે આવી દયાજનક હાલત છે, અને પિતા જલસામાં છે. અત્રે માતા પુત્ર માટે રડી રહી છે, અને પિતા પુત્રને ભૂલી ગમત ઉડાવી રહ્યો છે! પણ હું તેમને શું કહું? મારા ભાગ્ય!"

" બાપુ આવ્યા. "

" હાય! બાપુ બાપુ નામની ઝંખના કરનાર તે નામ ભૂલી જા. વિસારી દે. તારૂં તોતલું તોતલું બોલવું જેને ગમતું નથી! તારા લાડભર્યાં વચનો જેને સારા લાગતા નથી તેના નામને ભૂલી જા.

" મારી...મારી હા...મારી પાંચ વર્ષની કમાઇ આમ લુટાઈ ...જશે! ખુદા રહેમ, રહેમ, આવ લાલ! મારા કમર આવ! તારી માતાની છાતી ઉપર બેસી જા. તે–તે...તને છાતી...ઉપર રાખવા તૈયાર છે...હાય ખુદા રહેમ!"

આ વખતે કમરની હાલત બગડી જતી હતી. આમ જ્ઞાની પણ અનુ-ભવ વિનાની બાળા ગભરાઈ ગઈ. કમરને ખોલામાં ઉપાડી લીધો, અને તે ખંડમાંથી નીકળી બારણાં આગલ આવી. સડક ઉપર દુર દુર જોયું, પણ એક પણ માણસ તેના જોવામાં આવ્યો નહિ. રાત્રી અંધારી હતી. હા માત્ર કુતરાઓના ભસવાના અવાજો વખતે વખતે સંભળાતા હતા. પોતાના પુત્રની આવી હાલત, કાલી રાત્રી, અને

એક માણસનું ન દેખાવું વગેરેએ તેના દિલઉપર ભયંકરતાની છાપ બેસાડી દીધી.

"મારા...નિર્દોષ કમર. બેટા કમર કોઇ નથી. હું એકલી ક્યાં જાવું ? અને...અને...તને મુકીને તેમને બોલાવા જાવું ? હાય ! તારા પિતાને કોણ કહી આવે કે તમારો કમર...હાય......"

તે વીલાપ કરતી કરતી બારણામાં કમરને બન્ને હાથમાં લઈ કેટલો સમય ઉભી રહી, આકાશ સામાં જોયું. એક તારો તુટયો તે જોઇ નિશ્વાસ નાંખી બેસી ગઇ."

" બાપુ બાપુ તમો એ એ આ...વા"

" મારી...આંખોની ટાઢક. જેને તું યાદ કરે છે. તે અત્રે નથી. હા. હા. છે. છે. પણ તારાથી છેટે છે, તું દુઃખમાં છે, અને તેવો સુખમાં છે. બસ......"

" મા પા...પા...પાણી ? "

"હે ખુદા ! આ નિરાધારનો તુંજ આધાર છે. આ મારી સર્વ કમાઈ લુટાઈ જવાનો સમય આવ્યો છે. લુટાઇ જવાની તેયારી થઇ ગઈ છે, આજે સવારમાં સર્વ જગતમાં ઇદની ખુશીઓ મનાશે, તો શું હું જગતમાં નથી ? કે મારી ખુશીનો નાશ કરવામાં આવશે ? "

" ખુરશીદા ઉભી થઇ ગઇ. કમરને એક હાથમાં સંભાળી બીજા હાથે ગલાસમાં પાણી લીધું, અને ગલાસ તથા કમરને લઈ અથબડીઓ ખાતી ખાતી ખંડમાં ગઇ તેને પલંગ ઉપર સુવાડી દીધો. કમરની હાલત ભયંકર થવા લાગી." " મારા......લાલ......લો......બૂઉઉઉઉ."

કમરે મુખ પહોળું કર્યું. ચુલ્લુમાં પાણી લઇ ધીમાં ધીમાં મુખમાં જળ સીંચવા લાગી. આ વખતે ખુરશીદા કાંઇ પણ બોલતી નહોતી. માત્ર તેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં હતાં. તેણે થોડું પાણી પાયું હશે કે કાંઈ યાદ આવતાં એકદમ ઉભી થઇ ગઇ. ગલાસ ટેબલ ઉપર મુકી દીધું. ઉતાવળથી જતાં પગ અથડાયો, ચકરી આવી, અને ધમ કરતી પડી ગઈ, મસ્તક ટેબલના ખૂણા ઉપર વાગ્યું કે "હે ! ખુદા રહેમ" પોકારી ઉઠી. એકબાજુ પુત્રનો જીવન મૃત્યુના પ્રશ્નનો ભારે ઝઘડો મચી રહ્યો હતો, ત્યારે બીજી તરફ પોતાની દયાજનક સ્થિતિ! પણ પુત્રના પ્રેમ આગળ દુઃખોનો કાંઈ હીસાબ નહોતો. ખુરશીદાએ પોતાના બન્ને હાથે પોતાનું મસ્તક પકડી લીધું. ઉભી થઈ ગઈ. કમર સામાં એક નજર નાખી, અને ખંડ બહાર જતી રહી; અને તરત પાછી આવી અને કમરના ચરણોમાં પોતાનું મસ્તક નાખી દઈ હૃદય ભેદક રૂદન કરી બોલવા લાગી "મારા ગરીબ......કમર હાય......હું શું કરૂં. હાય। તને......તને સ......ક......રા......ત વખતે શરબત......પણ હું પીવાડી... સકતી નથી. હાય ! ભર્યા ઘરમાં......સાકર...પ...ણ નથી. મેં શોધી. દોડી ગઇ; પણ પાછી આવી. વ્હાલા; વ્હાલા: આ તારી ઝુરતી......માતાને...પણ સાથે લેતો જા. હાય! એક માતા હોવા .........છતાં......તને શરબત પણ પીવાડી સકતી......નથી..."

કમરે મુખ ફાડયું; ખુરશીદાએ પાણીનો ગલાસ ધ્રુજતા હાથે પકડી લીધો. તેની આખી કાયા ધ્રુજી રહી હતી. તે બહાવરી જેવી જણાતી હતી. માથા ઉપરથી લીલી ઓઢણી ખભા ઉપર નિરાશ થઈ પડી ગઇ હતી. વાળ વીખરાઇ ગયા હતા. વખતે વખતે મુખ

ઉપર આવતા સુવર્ણ ઘુપરીમાલા વાળ આવતા તેને ગુસ્સા સાથે હઠાવી દેતી. બાળક સામાં જોઇ નિશ્વાસો નાંખતી. ચમ્મુચથી માત્ર ટાઢું પાણી પીવાડવા લાગી.

"બેટા......બેટા. મને ખબર નોહતી કે તું આમ મને ટુંક સમયમાં આવી રીતે જુદાઇને દાગ આપી જઇશ. તું મારો કમર છે. તારાથી મારામાં......પ્રકાશ છે. તારાથી મારામાં જીવન......છે. આકાશના કમર કરતાં તું...મને પ્રિય છે. હાય ! ગઝબ...મારા હોવા છતાં યમદેવ...તને મારી...પાસેથી છી...નવી જશે. હાય! કેવી સ્થિતિ. રેહેમ રહેમ ખુદા રહેમ."

"હાય! જળ પણ કંઠમાં...ઉતર...તું નથી. હાય ! મારા ફુટી ગયા ભાગ્ય."

ભલભાખણુ થવા આવવાની તૈયારી હતી. બાંગ પોકારનાર કુદરતના બાંગીએ "કુકડેકુક"નો અવાજ કર્યો. આ બાજુ મસીદના બાંગીએ "અલ્લાઆઆઆ હો અકબર, અલ્લાઆઆઆ હો અકબર" ને તોહીદનો ધ્વનિ કર્યો. ત્યારે ખુરશીદાના મકાનમાં ખુરશીદના ઉગવાનો સમય લગતાં ખુરાશીદાના કમરે "બાપુ......આ...વી...યા" બોલ્યો અને એક હીડકી ખાધી, હોઠ ઉપર એક નાનો પરપોટા આવ્યો, અને ફુટી ગયો. કમરની અંદરથી ચેતાન ઉડી ગયું. ચેતન વગરની કાયા પડી રહી. શાન્ત થઈ ગયો. ખુરશીદા તડપી ઉઠી. તેણે એક કકળતી હૃદયભેદક ચીસ પાડી, અને "હે ખુદા ક્યાં ઇદના જલસાની ખુશી અને કી...યાં...મા...રા...માં...થે...દુઃખ...ના વા...દ...ળ" કેહતાંજ ઢલી પડી. બેભાન થઇ ગઈ. પલંગ ઉપરથી ધમ કરતી પછડાઈ.

## (૪)

એટલામાં દાદર ખખડયો, ખુરશીદા સડક ઉપર જોવા ગઈ હતી. તેથી બારણું ઉઘાડુંજ રહી ગયું હતું. આજે બારણું ઉઘાડું જોતાં તે ચમકયો, અને ઉતાવળો ઉતાવળો તેજ ખંડમાં આવ્યો, કે જ્યાં ખુરશીદા બેભાન અન કમર મૃત્યુ અવસ્થામાં પડયા હતા. હજુપણ ખુરશીદાના મસ્તસ્માંથી લોહી વહી રહ્યું હતું. બાળકની સ્થિતિ જોતાં પોતાની વેદનાની તેણે પરવા સરખી પણ કરી નોહતી. આવી વસ્તુસ્થિતિ જોતાં તે ધભરાઈ ગયો. ખુરશીદાને બેત્રણ વાર બોલાવી પણ બોલી નહિ. કમર સામા નજર પડી. તેથી જરા શંકા થઈ. તેની પાસે ગયો. તેની છાતી ઉપર હાથ મુકયો. હાથ એકદમ ખેંચી લીધો, અને તેની સામા જોવા લાગ્યો. ખુરશીદા બેભાન અવસ્થામાં બોલવા લાગી. અસગર કાનધરી સાંભળવા લાગ્યો.

" બેટા, લાલ તું...મરી...ગયો, બાપુ...આ...બ્યા કેહતો મુકી જતો રહ્યો. તારા બાપને શી ખબર કે મારો બુટ તેના મુખમાં વાગ્યો. બુટના ધક્કાથી મસ્તક વછડાયું. અને એના...કારણે...મૃત્યુ થયું, તારા બાપુ...એ...ઇદના જલસામાં...આનંદ...મેળવ્યો. અને તેજ સમયે...મારા ઉપર...આફતો તુટી પડી......"

આ સાંભળતાં અસગર ઘણો દીલગીર થયો. તડપી ઉઠયો. ખુરશીદાના મસ્તકને પોતાના ખોળામાં લઈ તેને કેટલા સમયે સાવધાન કરી, તે સાવધાન થતાં તેને વલગી પડી, અને બોલી "વ્હાલા! વ્હાલા! હું મારા કમરને ખોઇ બે...ઠી."

ટુંકમાં અસગર સર્વે વાત જાણી ગયો. ઘણો પસ્તાયો, પણ હવે તે શું કરી શકવાનો હતો. ઇદનો જલસો યાદ આવતાં તે

રડવા લાગ્યો. જગતની હદ ખુશીમાં પ્રસાર થઈ, તો આમની હદ મોજશોખના ચાહનારની દુઃખમાં પ્રસાર થઈ.

*　　*　　*　　*

અસગરે હવે હરવા ફરવાનું મુકી દીધું છે. કચેરીમાંથી છુટતાં તે કબ્રસ્તાન જતો. રડતો–પુષ્પો સઢાવતો. ખુરશીદા સામા મુખ ઉંચું કરી જોઈ શકતો નહિ ખુરશીદા પણ પોતાના પતિને દુઃખ થાય. તેમ કાંઈ બોલતી નહિ.

સમય જતાં ખુરશીદાને બીજા ત્રણ પુત્રરત્ન પ્રાપ્ત થયા. અસગર પણ ડીપોટી કલેકટર થયો હતો. હાલ બંને આનંદમાં દીવસો ગાળી રહ્યાં છે.



# નિર્દોષ અઝીમા.

(૧)

**હસન**—નહિ, નહિ, બંધુ મારાથી નહિ બને.

**હુશેન**—ભાઈ તમારી હઠ છે, અથવા તમારી મરહુમ કુલસુમ ઉપરનો પ્રેમ છે, પરંતુ તમોજ વિચાર કરો કે તમારા ઘરની વ્યવસ્થા કોણ કરશે ?

**હસન**—નોકર ચાકરની કયાં ખોટ છે ?

**હુશેન**—નોકર ચાકર શું કરવાના ? તે તો છેવટે પરાયા. તેતો વળી શું કરવાના ? બધા નોકરોને હું સારી પેઠેઓળખું છું. તે તો સર્વે માથા ઉપરની બોજ ઉતારતા જોવામાં આવે છે. તે તો ઠીક, પણ ભાભી કુલસુમની નિશાની અઝીમાની સંભાળ કોણ લેશે ? તમો તો આખો દીવસ રહેવાના કોરટમાં, તો શું તેને કોરટમાં લઈ જશો ?

**હસન**—હાં. માત્ર તેનીજ મને વધારે લાગણી છે, અને તેની લાગણીને લઈનેજ હુ બીજાં લગ્ન કરવા ખુશી નથી. તેના માટે તો મેં કાલથીજ એક દાઈ રાખી છે, અને એક ભણાવનાર માસ્તરની પણ વ્યવસ્થા કરવામાં આવી છે.

**હુશેન**—પણ પરાયું તે પરાયુંજ.

**હસન**—હું તે સર્વે નીભાવી લઈશ, પણ મારી અઝીમાને દુઃખ પડવાનો વારો આવવા નહિ દઉં ! તે મારી પ્રેમાળ પત્નિની પ્રતિમા છે, અથવા આબેહુબ તેનો બીજો નમુનો છે.

**હુશેન**—એટલા માટેજ હું કહું છું. તેને સુખમાં રાખવા માટેજ મારો પ્રયત્ન છે. કન્યા ભણેલી છે, ગણેલી છે ને સાથે સ્વરૂપવાન છે.

**હસન**—તે સર્વે ખરૂં પણ સાવકી માતા !

**હુશેન**—નહિ તે એવી નથી. અજીમાને પોતાની પુત્રીની માફક રાખશે. તેના ઘરમાં પણ તેના સંબંધીઓમાં પણ એક પણ ફરિયાદ સાંભળવામાં આવતી નથી.

**હસન**—ચાલો હશે જોઈશું. જમવાનો સમય થયો છે; અત્રેજ જમીલો.

ઉપર પ્રમાણે બે યુવકો વાતો કરી રહ્યા હતા, ત્યારે સૂર્યની સવારી ચઢી પસાર પણ થઈ ગઈ હતી. પોતાના તાપે જગતને તપાવી મુકયું હતું; પરતું તે આંખ આગળથી દુર થતાજ પાછું ટાઢું પડવા લાગ્યું હતું. બંગલાના સદરહુ દીવાનખાનામાં વીજળીના બે પંખા ચાલી રહ્યા હતા. આ બંગલો યુરોપિયન ઘાટનો છે, કારણ હસનને યુરોપિયન ઠાઠમાઠમાં રહેવાનું વધારે પસંદ છે. વળી તેઓ બારીસ્ટર છે, એટલુંજ નહિ ગામમાં પણ તેમની સારી આબરૂ છે. તેમની પહેલી સ્ત્રી કુલસુમને સ્વર્ગવાસ થયાને થોડા દિવસ થવા આવ્યા છે, એટલામાં તો તેમના ઉપર મધમાખોની પેઠે લોકો લાગી રહ્યા છે. કોઈ પોતાની બેન, કોઇ પોતાની પુત્રી, કોઇ પોતાની સાળી વગેરે આવી હસનને પોતાના બનાવવા મથી રહ્યા છે; પરંતુ હસન પોતાની અજીમાના સ્નેહના કારણે સર્વેને ચોખ્ખોને ચટ નકારમાં જવાબ આપી દે છે; પણ પોતાના મીત્ર હુશેનના કેટલા દિવસના પ્રયત્નથી આજ જરા નરમ થયો છે.

## ( ૨ )

હસનનાં લગ્ન થએ આજે આસરે બે માસ થવા આવ્યા છે. તે એક ફુટડી કન્યા પરણી લાવ્યો છે. ભાઇશ્રી હમણાં હમણાં ખુશીમાં છે. તેમના ઓષ્ઠ હસું હસું થઈ રહ્યા છે. આનંદમાં તેની કીકીઓ તનમનાટ કરી રહી છે. તેણે પોતાનું મસ્તક ઉંચું કર્યું. અને પાટલુનના ખીસામાંથી રૂમાલ કાઢી મુખ લુછી બોલવા લાગ્યો " મારાથી વધારે પ્રેમ, મારાથી વધારે સ્નેહ, મારાથી વધારે સંબંધ અજીમાનો કોની સાથે થઇ શકે છે! અને જો થઈ શકે છે, તો તે મારા કરતાં વધારે પોતાની ગુજરેલી માતા સાથે રાખી શકે છે. અહાહા ? તેનો કેટલો બધો પ્રેમ! પણ એ કેવી રીતે બની શકે કે અજીમા વાંક કરે ને હું તેને શિક્ષા ન કરી શકું! પણ હાં તેના ભરણ પોષણનો અને કેળવણી આપવાનો જુમ્મેદાર કોણ ? હું પોતેજ. જો સારી ચાલની ન થઈ તો કોને નુકશાન થશે ? અને કોની આબરૂ જશે ? મારી, પરંતુ મારી નવિન સ્ત્રીને તેની સાથે કેમ બનતું નથી ! તે નિર્દોષ બાળકી તેને કેવી રીતે સતાવતી હશે. તેનો નાની નાની વાતોમાં શા માટે વાંક પડતો હશે. અરે ! આ ગુંચવણનો કેવી રીતે ઉકેલી શકાય, હું સારી પેઠે જાણું છું, કે આથી અજીમાનું દિલ દુખાય છે, અને તેથી કુલસુમનો આત્મા દુખાય છે. અહાહા ! કેટલી બધી ભયંકરતા ! પરંતુ હું શું કરૂં ? સર્વે પાડોશી તથા ઘરવાલા અજીમાનોજ વાંક કાઢે છે. તેનાથી સર્વે કંટાળે છે. અરે ! આમાં સત્ય બીના શી હશે!"

આવું ધીમાં ધીમાં બોલતા હસનના મુખ ઉપરનો આનંદ દીલગીરીમાં બદલાવા લાગ્યો. અને હવે તો તે તદ્દન દીલગીર બએસો

જણાવા લાગ્યો. પાછો તેણે એક નિશ્વાસ ખાઈ બોલવા લાગ્યો " હું તેનો પિતા છું, પરંતુ તે સંબંધી સત્ય પારખી શકતો નથી. તે શું મારા માટે ઓછું છે ? શું ? આટલીજ મારી વિદ્યા ને સમજ ! હાય ! હું પોતે અજીમાનો રક્ષક ગણાઉં છું, પણ એક જાલિમ પિતા છું. તે સર્વે લોકોને તો કહેતા શરમ નથી આવતી. સાવકી માતાના મેં ઘણાં જુલમો સાંભળ્યા છે, મને તેનું જ્ઞાન છે, અને હાય ! મારી લાડલી પુત્રી અજીમા તેમાં ફસાઇ ગઈ છે, તે હું જાણું છું, પણ કાંઇ કરી શકતો નથી બસ બસ, હવે તો તેની સામા કોઈ જોશે તો કાચો ને કાચો ખાઇ જઇશ. મારી પુત્રિના માટે રાક્ષસનો રાક્ષસ બનીશ. તે સર્વ કબુલ, પણ તેના સંબંધી અન્યાય તો નહિજ થવા દઉં ! "

એટલામાં કોઇના પગલા સંભળાયા, તેથી તે બોલતો બંધ થઈ ગયો, અને બારણાં સામું જોવા લાગ્યો. તે જુવે છે કે બારણામાં એક સ્વરૂપવાન યુવતી ઉભી છે. સેંટ લવંડર તેના લુગડામાં મેહકી રહ્યાં છે. તેણે ગુલાબી રેશમી સાડી પહેરી છે, અને હાથમાં ગ્લાસ છે, તેમાં જળ અને બરફ છે; અને ગ્લાસ સામાં જોઇ જોઈ મંદ મંદ હસી રહી છે. તે આગળ વધતા બોલી " ઠંડું પાણી પીશો ! "

ઠંડા પાણીનું નામ સાંભળતાં મી. હસનમાં ઉત્પન્ન થએલા વિચારો અને તેનાથી થએલી અસર નાશ પામી ગઇ. તે મનમા ને મનમાં કેહવા લાગ્યો, કે સુંદરતા એક આનંદ છે, કે તેને જોતાં ગમે તેવા દુઃખનો નાશ થઇ જાય છે. હું પહેલાં કેવો હતો, અને હમણાં કેવો બની ગયો.

" શી ચિંતામાં ચતુર ચકચુર થયા છો " હસનને વિચાર કરતો જોઇ યુવતી બોલી.

"શું કહ્યું"?

"જળ પીશો."

"હા. લાવો"

આટલું બોલી તે જરા નમી ગયો, અને તેના હાથમાંથી ગ્લાસ લઇ લેતાં મંદ હાસ્ય સાથે બોલ્યો "તમારા ગુલાબી હાથમાં ગ્લાસ કાંઇ ઓરજ છટા દેખાડે છે."

આ સાંભળી લલના શરમાઇને નીચું જોવા લાગી, પાછો તે બોલવા લાગ્યો "જુવો, આજે હું ઘણો થાકી ગયો છું. કોરટમાં ઘણી મગજમારી કરવી પડી હતી, પરંતુ હું ઘેર આવ્યો, અને તારૂં હાસ્યથી સ્ફુરી રહેલું મુખ જોઇ હસતો હસતો દીવાનખાનામાં આવ્યો, પરંતુ એક વિચારે મને પાછો દિલ...કાંઇ નહિ, તું આવી એટલે પાછો હસવા લાગ્યો."

"કેમ વાત ફેરવી નાંખી?" લલનાએ કહ્યું.

"કાંઇ નહિ, એતો માત્ર એક તરંગ હતો."

"ના, વ્હાલા! આમ અસત્ય ન બોલો. મને લાગે છે, કે તે વિચાર મહત્વનો છે; અને આપ તે મારાથી સંતાડવા માંગો છો. શું? વ્હાલા! મારો આટલોજ પ્રેમ.!"

આટલું બોલી તે ગળગળી થઇ ગઇ, અને રડવા જેવું મુખ બનાવી પોતાના પતિના મુખ સામું જોવા લાગી. લાગતું હતું કે અમણાં રડી પડશે. હસને તેનો હસ્ત ગૃહી પોતાની પાસેના બાજટ ઉપર બેસાડી દીધી, અને જાણે કાંઇ વાંકમાં ન ફસાઇ ગયો હોય. તેમ પોતાની પત્નિને સમજાવવા લાગ્યો, "વ્હાલી એતો કાંઇ નહિ. માત્ર તારોજ વિચાર હતો. જેને તને અઠમા દરેક વખતે સતાવ્યા

/

કરે છે, અને આથી તારૂં દિલ દુખાય છે. આ સંબંધી ઘણીવાર તેં મારા આગળ ફરિયાદો કરી છે, પરંતુ મેં તેના ઉપર ધ્યાન સરખું પણ આપ્યું નથી, પરંતુ આજે દીવાનખાંનામાં આવતાંજ કોણ જાણે શાથી તે વિચાર થયો, અને તેનો નીકાલ કરવાના વિચારમાં જ્યારે કોઇ સરળ માર્ગ જણાયો નહિ, તેથી જરા દિલગીર બની ગયો."

"શું આટલાજ માટે ?"

"હા, મારા સમ."

"સોગન ખાવાની શી જરૂર છે ! મને તમારા દરેક વચન ઉપર વિશ્વાસ છે. અઝીમા હજી નાદાન છે, તે શું સમજે છે. ઉમર થએ સર્વ સમજવા લાગશે, પણ દિવસે દિવસે તેનું તોફાન વધતું જાય છે."

"તેનો ઉપાય ?"

"વ્હાલા ! હું જો તેને કાંઇ કહું છું, તો આડોશીપાડોશીઓની "માં વગરની ઉપર જુલમ વરસાવે છે." એવી વાતોની બીક છે. જો ખરૂં કહું તો હું તેને મારા બાળક સમાન ચાહું છું, પરંતુ તેના લક્ષણ સારા જણાતા નથી."

"કેમ શું થયું ?"

"જુવોને તમારો પાંચસે રૂપીઆનો ગાલીચો શાહી ઢોળી ખરાબ કરી નાખ્યો." ટેબલ આગળ પડેલા બ્લોટીંગને હાથ વડે ઉપાડીને કહ્યું.

"આ શાહી કેવી રીતે ઢોળાઇ."

"જુવોને તમે આવ્યા, તે પહેલાં મેં એક કામ પ્રસંગે તેને બોલાવી, ત્યારે આ ટેબલ આગળ તે બેસી કાંઇ કરી રહી હતી.

મેં તેને બે ત્રણ હાંકો મારી, પણ આવી નહિ, ને માત્ર "આવું છું" "આવું છું" બોલ્યા કર્યું. આથી મને વિચાર થયો, કે તે કરે છે શું? જ્યારે મેં જોયું તો તે લડાઇના ચિત્રો જોઇ રહી હતી. મેં કહ્યું કે "સાંભળતી નથી." ત્યારે તેણે કહ્યું. કે "ચિત્રો જોઇ લઉં ત્યારે આવું ને!" શું? ચિત્રો ફરી ન જોવાય.

"હોય બાળક છે તે." હસને વાત ટાળવા માટે કહ્યું.

"શાનું બાળક! એ બધું સમજે છે. જુવો જ્યારે મેં તેની આગળ જઇ ઉઠવાનું કહ્યું, પણ ઉઠી નહિ. આથી જરા મેં તેનો હાથી પકડી "ઉઠ" એટલું કહ્યું, તો તે કાંઇનું કાંઇ બોલવા લાગી."

આટલું બોલી તે ઢોંગ કરી રડવા લાગી, ને રડતાં રડતાં પાછી બોલી "મારાથી તો હવે આ ઘરમાં રહી શકાશે નહિ. આવી રીતે એક બાળક આગળ મારૂં અપમાન થાય તે કરતાં તો......"

"ન ડર. તું કહે તે શિક્ષા કરવા હું તૈયાર છું, પણ શાહી ઢોળાવાની વાત કહી નહિ."

"જ્યારે...તેણે માન્યું નહિ, અને નાસવા લાગી. તેથી એક ...ધબ્બો તેના બરડાંમાં...ધીમેથી માર્યો, નાસવા જતાં તેનો હાથ ખડીયાને વાગ્યો ને ખડીયો ઢોળાઇ ગયો...આથી તો મેં તેનો હાથ પકડી લીધો...હું શું કહું! એટલામાં તો તેણે તુફાન કરવા માંડયું...અને તે તોફાનમાં તેના કપાળમાં ટેબલનો ખુણો વાગ્યો ને લોહી નીકળ્યું."

"સારી નસિહત મળી." કઠોર બાપે કહ્યું.

"જ્યારે મેં લોહી લુંછવા તથા વાગેલામાં દવા લગાડવા કહ્યું તો માન્યું નહિ...અને...અને ગમેતેમ બોલવા લાગી."

" એઅઅમ ! "

આટલું બોલતાં હસને અઝ્માને બોલાવી. અઝ્મા દીવાનખાનાના બહાર કયારની ઉભી ઉભી વાતો સાંભળતી હતી. તે ધારતી હતી, કે મારા દયાળુ પિતા મને લોહી નીકળેલું જોઇ મારૂં ઉપરાણું લેશે, પરંતુ વાતો સાંભળી તેની આશા નષ્ટ થવા લાગી. તે કપાલમાં વાગેલા ઘામાંથી ચમણુંવતા લોહી વહી રહ્યું હતું વહીને વહીને ધોળા ફરાક ઉપર પડતું હતું. તેણે પિતાની કૃપાની આશામાં મુખ ઉપરનું લોહી પણ લુંછી નાંખ્યું નોહતું.

હસન બોલાવવાથી અઝ્મા રડતી રડતી અને ડુસકાં ખાતી ખાતી બારણાં આગળ આવી ઉભી રહી ગઇ, કારણ તે પોતાની નવી માતાથી બહુંજ ડરતી હતી. આ દેખાવ જોતાં હસનનું મન પીગળી ગયું, પણ નવીને જોતાં તે અસરનો નાશ થયો. પિતા કઠોર બન્યો.

**હસન**—કેમ અઝ્મા, તારી મસ્તી વધતી જાય છે ?

**અઝ્મા**—(એકદમ રડી) પિતા........

**નવી**—જોયું પાખંડ ?

આ સાંભળતાં બીચારી બાળકી ધ્રુજી ઉઠી. તે માત્ર એટલા માટે ધ્રુજી રહી હતી, કે વખતે વધુ શિક્ષા ન મળે. તેની નિર્દોષતા તેની આંખમાંથી વેહેતા આંસુ જણાવી રહ્યા હતા; પરંતુ મોહવશ થએલા અને રૂપના ગુલામ બનેલા હસનના દિલમાં દયા ન આવી.

**હસન**—પણ તેં શાહી કેમ ઢોલી ?

**અઝ્મા**—મેં નથી ઢોલી પિતા.

**હસન**—ત્યારે ?

**અજીમા**—મા...રી...કા...

**નવી**—શું મેં દેલી ?

**અજીમા**—હા...આ.

**નવી**—હાય. હાય. ગજબ. હવેથી આ ઘરમાં નહિ રહી શકાય ! તેને કોઈની પણ બીક છે. જુવોને મારા સામાંજ જૂઠું બોલે છે. હવે તો ખરેખરો કળજુગ આવ્યો.

**હુસન**--શી રીતે તારી માતાએ શાહી ઢોળી !

**અજીમા**—તેમણે જાણી જોઇને ઢોલી નથી, પરંતુ તેમણે મને હાંક મારી અને જતા જતા મને જરા વાર લાગી. આથી તેઓ દોડી મને મારવા લાગ્યાં, તેથી મારો બચાવ કરવા...હું નાઠી, અને તેમનો પ્રહાર કરવા ઉપાડેલા હાથ ખાલી પડ્યો, આથી તેમણે જોરથી "લે" કહ્યું, કે મેં પાછું જોયું, કે કાચનો ખડીયો મારા કપાલમાં ચોંટ્યો. જુવો. ખડીયો પણ ભાંગી ગયો છે પિતા..."

**હુસન**—પણ તે મારી માતા છે.

**અજીમા**--મારીમાતા ! હાય મારી માતા!! તે તો ગઇ. મને એકલી મુકી નાસી ગઈ. તે કયાં ગઈ છે, તેની મને ખબર નથી, કારણ હું તેને...શોધું છું, પણ...પણ કાંઇ જડતી નથી. હાય! તે મારી માતા અને આ માતામાં ફેર છે. પિતા, પિતા, માફ કરજો, તે એક દેવી હતી અને આ એક..."

**હુસન**—બસ કર.

**અજીમા**—પિતા આપ ન માનો, પણ આ મારી માતા નથી.

**હુસન**--બોલવામાં કાંઇ જાણે છે. નાદાન.

**અજીમા**—ત્યારે શું મારી કુસુમ માતા ને આ માતામાં ફેર નથી ? ના. ના. છે. મારી તે માતાના લાડ. સ્નેહ પ્રેમ..."

આટલું બોલતાજ અજીમા રડી પડી, ને એક બે વાર "માં" "માં" બોલી ઉઠી.

**હસન**—પાંખડી અત્રેથી નીકળ ?

**અજીમા**—ક્યાં જાવું પિતા !

**હસન**—ખાડામાં.

**અજીમા**—પિતા પિતા હું—

**નવી**—જોયું તમારી પણ અદબ રાખે છે. હાય ! કેટલો ઢોંગ. !

**હસન**—વ્હાલી હમણાં સુધી મને તારોજ વાંક જણાતો હતો; પણ તું નિર્દોષ છે. અત્યારેજ તેને હું કાઢી મુકું છું.

**અજીમા**–પિતા હું અત્યારે આવી અંધારી રાત્રીએ ક્યાં જઈશ ?

**હસન**—બસ તું મારી નજર આગળથી દુર થા નહિતો–

બીચારી અજીમા રડતી રડતી ચાલી ગઇ, અને એક અંધારા ખૂણામાં બેસી કોઇ સાંભળે નહિ તેમ રડવા લાગી, કરણ વખતે બીજી શિક્ષાની તેને બીક હતી. નવીએ હસનને ભમાવી દીધો હતો. અજીમાનું કહેવું સત્ય હતું, પણ હસનને તે સુજયું નહિ, અને નવીના રૂપમાં અંજાઇ ગયો. હાય ! બીચારી અજીમાને દયા ન મળી.!

(૩)

રાત્રીના બાર વાગી ગયા છે. સર્વે જગ્યાઓ સુનસાન જણાય છે, પણ ગરીબ અજીમા જાગે છે. તેને લાગ્યું કે સર્વે ઉંઘી ગયા. તેથી તે નળ આગળ આવી, તે નળમાંથી નીકળતાં પાણીનો અવાજ થાય નહિ, તેમ ધીમાં ધીમાં પોતાનું લોહીથી ખરડાયલું મુખ ધોવા

લાગી. આ વખતે પણ તે ડુસકા ખાઇ રહી હતી, પણ તેની આંખમાંથી આંસું નીકળતા હતા કે કેમ તે અંધારામાં દેખાતું નહતું.

પાછી તે ધીમે ધીમે પગલે પોતાના પિતા હસનના સુવાના ઓરડા આગળ આવી, બારણું ધીમેથી ઉઘાડયું, અને અંદર જોવા લાગી ઓરડામાં મંદમંદ પ્રકાશ હતો. તે એકલો છતરપલંગ ઉપર મચ્છરદાની નાંખી મીઠી નીંદડી લઇ રહ્યો હતો. અજીમા પિતાનું મુખ જોતાં વધુ રડી પડી, પણ તેણે પોતાના બન્ને નાના કોમળ હાથ મુખ ઉપર મુકી અવાજ બહાર નીકળવા ન દીધો તે અંદર પેઠી. બારણું બંધ કર્યું; અને અંદરની સાંકળ લગાવી દીધી. તે બીતી બીતી હસનના ઓસિકા આગળ જઇ ઉભી રહી ગઈ; અને પોતાના રડવાના અવાજથી પિતા જાગી ન જાય. તેમ ધીમી ધીમી રડવા લાગી. આ વખતે તેનો એક હાથ મુખ ઉપર અને એક હાથ વાગેલા ઘા ઉપર હતો.

આ વખતે હસન સ્વપ્ન જોઇ રહ્યો હતો.

જાણે હસન પોતાના દીવાનખાનામાં બેઠો છે, એટલામાં જાણે તેની કુલસુમ ત્યાં આગળ આવી. તેણે સફેદ લુગડાં પહેરેલા છે. તેની આંખોમાંથી આંસુ વહી રહ્યાં છે. તેના મુખ ઉપર દિલગીરીનો દેખાવ બરાબર જણાય છે. તે હસનના સામી નેત્રો લગાવી જોવા લાગી. હસન તેને લુગડા પકડી પોતાના તરફ ખેંચી, લુગડા ભીંનાં હતા.

"લુગડા ભીલા કેમ વ્હાલી!"

હસનનું આવું બોલનું સાંભળી કુલસુમનો જીવ ભરાઇ ગયો. તે વધુ રડવા લાગી ને બોલી "મને વ્હાલી ન કહો, કારણ તમોએ મારા વ્હાલને લાત મારી છે. મારા આંસુને વહેવા દો, કારણ આ

તે આંસુ છે, કે જે મારી અજીમા ઉપર વરસેલા જુલ્મને કારણે વહી રહ્યા છે, અર્થાત મારી નિર્દોષ બાળકી ઉપર જુલમ વરસાવવામાં આવ્યો છે.

"તમોને યાદ હશે કે જ્યારે હું મૃત્યુ પામી, ત્યાર પહેલાં મારી બાળકી તમને સોંપતી ગઇ હતી. તમારી દયા ઉપર હું શાન્તિથી મૃત્યુ પામી હતી, પણ તે શાન્તિ રહી ન શકી. મને ખુદાના દરબારમાં સારી જગ્યા મળી છે, ત્યાં મને સુખ છે. પણ...પણ મારી બાળકીના વહેતાં આંસુ મારા તનબદનમાં આગ લગાવી દે છે. તેના આંસુ જોતા હું ધ્રુજી જાઉં છું. તમો મારી નિર્દોષ બાળકીના આંસુ લુછવાને બદલે તેને કાઢી મુકવા તૈયાર થયા છો, પણ તેને વાર છે. તે તમારી, દયાની ભીખ માંગી રહી છે. શું પિતાનો આવોજ પ્રેમ હોય છે! તમો બુદ્ધિશાળી છો; બારીસ્ટર છો; કાયદા કાનુનો જાણો છો; પરંતુ હું એક અભણ છું, નિર્બળ છું, તમારી દાસી છું."

"તમારા ઉપર તેનો હક છે, કે તમો તેનું પાલણ પોષણ કરો; અને તમો તેમ કરો તેમાં કોઇ પણ પ્રકારનો ઉપકાર કરતા નથી. તમો માત્ર તમારી ફરજ બજાવો છો. જુઓ મારી બાળકી ઘણી ગરીબ છે. તમારા આશરે પડી છે. તમારા મુખ સામાં ફાટેલી આંખે ટગર ટગર જોઇ દયાની ભીખ માંગી રહી છે. તમારી એક જુઠી ચુમ્બીથી તેના સર્વે દુ:ખનો નાશ થાય તેમ છે. એટલી તો તે ભોળી છે. તે તમારે ત્યાં હંમેશ રેહવાની નથી. તે પારકું ધન છે. કાલે જતી રહેશે કાલે જતી રહેશે, પછી ત્યાં સુખ મળશે કે દુ:ખ તેતો ખુદા જાણે! પણ અમણાં તો મારી બાળકી ઉપર દુ:ખ પડે છે. તેનાં આંસુ લુછનાર કોઇ પણ નથી. કહો તેના કપાલમાં હલદર સરખી પણ લગાડનાર કોઇ છે?

"મારે તમોને જણાવવાની જરૂર નથી કે શાહી કોણે ઢોલી પરંતુ એટલું તો કહીશ કે મારી પુત્રી નિર્દોષ છે તો પણ તે તમારા જુલ્મથી શિકાર થઇ છે. તમો જાણો છો કે તેના માથા ઉપરથી માતાની છાયા જતી રહી છે. તેનું કોમળ કપાલ જખ્મી થયું છે તેના ઉપર પાટો બાંધનાર કોઇ નથી તેનો મદદગાર, તેના દુઃખની દાજ જાણનાર કોઇ હોય તો હાલ તમોજ છો. જ્યારે તમોજ ગુસ્સે થશો તો તેને છાતીથી કોણ લગાડશે. જ્યારે તમોજ તેને મારશો તો તેને બચાવનાર કોણ છે! સંભળો. હું બીજી વાત કહું છું કે તે તમારી પાસે માત્ર થોડા દીવસ રેહનાર છે. તે વખતને આવવાને વાર નથી કે તમો માતા વગરની પુત્રીનો હાથ જેના હાથમાં આપશો તેની પાછળ તે જશે. તે એક ગાય જેવી છે. ગૌશાળા કે વધશાળાનો વિચાર કરશે નહિ. તમારી દયા નહિ જુવે તે તમોને કાંઇ કેહશે નહિ. હાય ! તે છાની છાની રડયા કરશે. જુઓ મારી પુત્રી દયા લાવવા યોગ્ય છે. માટે મેહરબાનીનો હાથ તેના માથા ઉપર મુકો, અને માતાનાં મૃત્યુની અસર તેના દિલ ઉપરથી ભૂલાવી દો. હું જાઉં છું ને મારી નિર્દોષ બાળકીનો હાથ તમારા હાથમાં આપતી જાઉં છું. વ્હાલા તમારી પાસે આ મારી અનામત છે. મુઠી છે. તે સમય ઘણો પાસે છે, કે તે તમારાથી વિખુટી પડનાર છે, કોણ કહી શકે છે, કે કેવા સાથે પાલો પડશે ! રાજ્ય કરશે કે ભીખ માગશે તેતો ખુદા જાણે. ...વ્હાલા મારી નિર્દોષ બાળકીને ઇન્સાફ મળ્યો નથી. તે હાલ તારી દયા માગે છે. કાલે પર જનના હાથમાં મુકાશે ત્યાં આગળ સર્વેના ચાકરી કરશે, ને તેના બદલામાં દયાજ માંગશે. હાય ! તે યાદ કરતાં મારૂં કાળજું કપાય છે. પણ તમો પિતા થઇને ........"

"વ્હાલા હું જાઉં છું. મારાથી સહન થઇ શકતું નથી પરંતુ વ્હાલા ! એક વાર ઉભા થાવો. મારી નિર્દોષ બાળકીને ગલે લગાવી લો, રાત્રિથી તેની આંખો મને શોધી રહી છે, પણ મને જોઇ શકતી નથી. વ્હાલા ! મને રજા આપો કે મારા હાથે તેને પાટો બાંધુ, "

આટલું બોલી તે પાસે ઉભેલી અજીમાની પાસે ગઇ, તેને ખોળામા લઇ પોતાનું મુખ તેના કપાળ ઉપર મુકી દીધું અને એક ચીશ પાડી. ચીશ સાંભળતાં હસન જાગી ઉઠયો. અર્ધિ રાત્રી થઇ ગઇ હતી. ઓસિકા આગળ આઠ વર્ષની અજીમા કપાળ ઉપર હાથ મુકી. પોતાના પિતા જાગી ન જાય તેમ ધીમે ધીમે રડી રહી છે.......

હસનની નજર લોહીથી ખરડાયલા ફરાક અને કપાર ઉપર પડી તે ધભરાઇ ગયો. અને પૃછયું, " પુત્રિ અજીમા શું થયું છે!"

અજીમાએ હસનની સામાં જોયું અને તેને લાગ્યું કે પિતા ગુસ્સામાં નથી ત્યારે તેણોં કપાલ સામાં આંગળી કરીને કહ્યું. "મારા, દયાળુ પિતા ! અત્રે મને ઘણું દર્દ થાય છે."

હસન સર્વે કાંઇ સમજી ગયો, અને હવે પછી આવા પ્રકારનો બનાવ ન બને તેની ખાસ કાળજી રાખે છે. અને દરેક વાત ઉપર પુરતું લક્ષ આપે છે, ઘણાં ભાગે પોતાની પુત્રિનો વાંક હોવા છતાં તેને વાંક ન ગણતાં બાળપણુ ગણી આંખ આડા કાન કરી લે છે.

---

# મજદ.

---

[૧]

બાળા—મારા માલેક ! હવે મને આશા લાગતી નથી. કે હું આ બીમારીમાંથી બચી શકું. તમોએ મારા બચવા માટે ઘણું પ્રયત્ન કર્યાં છે.

યુવક—તમો આ શું બોલો છો. તમારે નિરાશાવાદી ન બનવું જોઇએ. મને તો હજી પણ આશા છે. ખુદા શું નથી કરી શકતો ?

બાળા—હું માનું છું, તે મહાન શક્તિ ધરાવનાર છે; પરંતુ મને મારી જીંદગીના ચિન્હ જણાંતા નથી.

યુવક—તમો આમ ન બોલો, કારણ તમારા આવા વચનોથી મારૂં કાળજું કપાઈ જાય છે. મેં તમોને ઘણીવાર કહ્યું છે, કે તમો આવા વિચારોને ફેંકી દો.

બાળા—વ્હાલા ! તો શું હું જાણી જોઇને આમ બોલું છું ? હું સર્વે સમજું છું. મારૂં આમાં શું ચાલે એમ છે. શું મને મરવાનું પસંદ પડે છે. ખુદાના આગળ કોનું ચાલે છે આપણે સર્વે તેના તાબે છીએ. તેના આગળ દમ મારવાની આપણામાં શક્તિ નથી.

યુવક—પણ હાલ મને તો ઘણીં આશા છે.

બાળા—આશા કોને ન હોય ! અને જગતમાં કાંઇ કોઇની સર્વે આશાએ પૂર્ણ થાય છે ! મને સહુથી વધારે ફીકર એની છે, કે મારા

પછી તમારૂં શું થશે. વ્હાલા! વ્હાલા! તમો મારા પછી બીજા લગ્ન કરજો. હું સારી પેઠે જાણું છું, કે તમારે મારા ઉપર અનહદ પ્રેમ છે. તેમાં મને શંકા નથી.

યુવક—તમો આવું ન બોલો, કારણ આથી મારૂં કાળજું કપાઈ જાય છે.

અત્રે બાળાનો શ્વાસ રૂંધાવા લાગ્યો. તેણે પોતાના પતિના સામાં જોયું. તે વખતે યુવક રડી રહ્યો હતો. બાળાએ કાંઇ બોલવા મૂખ ઉઘાડયું, પણ બોલાઇ શકાયું નહિ. તેણે ઇશારાથી પાણી માંગ્યું. યુવકે તરત તેના મુખમાં શરબત ચમચાવતી ધ્રુજતા હાથે રેડવા માંડયું. ચમચામાંથી જેટલો શરબત બાળાના મુખમાં રેડાતો હતો, તેનાથી વધુ તેની આંખમાંથી આંસુ વહી પડતા હતા.

બાળાએ પોતાની આંખો બંધ કરી. પાછી ઉઘાડીને આકાશ સામું જોયું. યુવક ગભરાઇ ગયો; અને એક બુમ પાડી, નીચે બેસી ગયો.

એટલામાં એક બાળક "માતા. માતા. માતા." કહેતો દોડી આવ્યો, ને બાળાને વલગી પડયો. બાળાએ એક વાર સંપૂર્ણ શક્તિ એકઠી કરી તેને વલગી પડી તેને ત્રણ ચાર ચુમ્મી લઇ લીધી. પોતાની છાતીથી લગાવી લીધો, ને "મારા બાળ" આટલું બોલી.

યુવક ઉભો થઇ ગયો. બાળા સામું જોવા લાગ્યો. આ વખતે બાળાએ પોતાના પુત્રનો હાથ પકડી પોતાના પતિના હાથમાં આપવા પ્રયત્ન કર્યો. યુવકે તેનો હાથ પોતાના હાથમાં પકડી લીધો. બાળા તેના સામાં જોવા લાગી. બાળાને શ્વાસ ઘણો ચઢી ગયો હતો; પરંતુ યુવકની આંખથી આંખ ચોરતી નોહતી. જાણે તે કહી રહી હતી કે: "વ્હાલા! હું મારા નિર્દોષ લાલ જેણે જગતની હવા

સરખી પણ લાગી નથી, તેવા પાંચ વર્ષના બાળકને તમોને સોંપું છું. તેને દુઃખ આપસો નહિ. તેને રડાવતા નહિ, કારણ અમણાં સુધી મેં તેને રડાવ્યો નથી. તેને છાનો રાખવા મેં આખી આખી રાત્રિ કાપી નાંખી છે. મારી ઉંઘની મેં પરવા સરખી પણ કરી નથી. તેના જરા સુખ માટે મેં મારા મોટામાં મોટા સુખનો નાશ કર્યો છે. જુવો ! તે માતા વગરનો થાય છે. તેના દિલને દુખવતા ન તેની આંખ માતાને શોધતી ફરશે; અને તે મને જોઈ શકશે નહિ, તેથી ગભરાશે. રડશે. તે વખતે તેના દિલને શાન્ત પાડજો. તેને ઉંચકી લેજો. છાતીએ લગાડજો, અને એકાદ ચુમ્બન કરી તેને રાજી કરજો, અને જ્યારે તે સુખી હશે, તો ખુદાના દરબારમાં મારો આત્મા સુખમાં રહી શકશે. જો તેને દુઃખ આપશો, તેના દિલને દુઃખાવશો. તો મારો આત્મા કકળશે."

યુવક પણ તેના સામાં ટગર ટગર જોઇ રહ્યો હતો. આખરે તેને કઠણ છાતી કરીને કહ્યું " કાંઇ બોલોને."

બાળાએ સાવધાન થઇને "લાએએલાહા ઇલ્લલ્લિા મોહમ્મદર-સુલિલ્લાહ" બોલતાંજ તેને એક હીચકી આવી, ને પ્રાણ પરલોક સીધાવી ગયા. આખા ઘરમાં રડારોડ થઇ ગઇ. તેના પાંચ વર્ષના બાળકને જુદા કરવામાં આવ્યો. આથી તો તે ઘણું રડવા લાગ્યો. યુવકે તેને ગોદમાં ઉઠાવી લીધો, પણ ત્યાં રડતો બંધ ન રહ્યો તેની માસી ત્યાં દોડી આવી. બાળકને લઈ લીધો. તો પણ તે શાન્ત થયો નહિ. ને "માતા. માતા, માતા." કહી રડતો હતો. રડતો બંધ ન થયો. આ બાળકની હાલત જોઇ ઘણાંજણ રડી પડતા હતા, તે જાણતો નોહતો કે મારી માતા મૃત્યુ પામી છે. તે તો માત્ર તે પોતાની માતાથી છુટો થયો–કર્યો તેટલાજ માટે રડતો હતો.

(૨)

યુવક કે જેનું નામ અજીજ હતું, તેણે કેટલા દિવસ તો પોતાની સ્ત્રીના મૃત્યુ પાછળ દિલગીરીમાં કાપી નાંખ્યા, પણ જેમ જેમ વખત જવા લાગ્યો, તેમ તેમ તે પોતાની મરનાર સ્ત્રીનો ગમ ભુલતો ગયો. તે ત્યાં સુધી કે બીજી સ્ત્રી લાવવાની તૈયારીઓ થવા લાગી.

અજીજની શાદી થઇ ગઈ છે. આ નવિન સ્ત્રી મરનાર સ્ત્રીની બેન હતી, અને અજીજે તેની સાથે એટલા માટે શાદી કરી હતી કે પોતાની મરનાર સ્ત્રીની બેન હોવાથી પોતાના પુત્ર મજીદની સંભાળ રાખશે, તથા તેને પોતાની બેનનો પુત્ર સમજી તેની સારી બરદાસ–ચાકરી કરશે; અને કોઇપણ પ્રકારની જુદાઈ રાખશે નહિ. આવી તેની દૃઢતાપૂર્વક માન્યતા હતી. તેથી અજીજ પોતાના પુત્ર મજીદ તરફથી બેફીકર બની ગયો હતો. અને તેની સંભાળનું કામ તેના ઉપર સોંપી દીધું હતું.

મજીદને તેની અપરમાતા નામે ખુરશીદા આવી એવી તો તેને ચાહવા લાગી. મજીદ પણ તેની પાસે દોડી દોડીને જતો હતો; કારણ પોતાની મોટી બેનની હયાતીમાં તે ઘણીંવાર પોતાની બેનને ત્યાં આવતી ને મજીદને રમાડતી હતી, અને તેના ઉપરથી કુરબાન કુરબાન થઇ જતી હતી. આ વખતે પણ કાંઇ એના જેવુંજ જણાતું હતું, પણ સમય બદલાયો હતો. પહેલાં તે મજીદના હુકમ પ્રમાણે ચાલતી હતી, તે કહેતો તેમ કરતી હતી, પણ આ વખતે તે મજીદને પોતાના હુકમમાં રાખતી હતી, અને પોતાની મરજી પ્રમાણે કામ કરાવતી હતી. આથી તે ઘણીંવાર રીસાતો તો વખતે વખતે તેના ગુલાબી ગાલ ઉપર લાપોટોના ઇનામ પણ મળતા હતા. મજીદ સામો ઉભો ઉભો રડયા કરતો. શું ? કરે બીચારૂં માતા વિનાનું

બાળ ! મજીદ માર ઘડવાથી રડતો ત્યારે તે કંટાળી ધમકાવતી પણ હતી, પરંતુ મજીદ ખાવાનું મળતા ભૂલી જતો, પાછો રમવા લાગતો હતો, કેવો ભૂલકણો !

ખુરશીદાને તેના પતિ તરફથી સંપૂર્ણ સુખની સામગ્રીઓ પુરી પાડવામાં આવતી હતી. તે સુખચેનમાં પોતાના દિવસો કાપતી હતી અને પોતાની બેનની જણસો, લુગડાવગેરેનો છુટથી ઉપયોગ કરતી હતી તેમાંથી કેટલા લુગડા કપાવીને પોતાના યોગ્ય બનાવી નાંખ્યા હતા. અને ને ઉપરાંત બીજા નવા લુગડાં પણ સીવડાવ્યા હતા. ખુદાની પણ ખુરશીદા ઉપર કૃપા જણાઈ કારણ થોડા દિવસમાં તેને એક પુત્રરત્ન પ્રાપ્ત થયું આથી મજીદના માન ઉતરવા લાગ્યા, અને જેમ ખુરશીદા પોતાની બેનના સમયમાં મજીદને રમાડતી હતી, તેમ મજીદને પોતાના ભાઇ કલીમને રમાડવો પડતો હતો, જાણે ખુરશીદા પોતાનો બદલો લેતી ન હોય ! તેમ જણાતું હતું.

કલીમના માટે નવા નવા લુગડાં સીવડાવવામા આવતા હતા, પરંતુ અજીજને પોતાના જુના લુગડા ઉપરજ ચલાવવું પડતું હતું. અજીજ તેના લુગડા માટે વખતે કહેતો તો નકામા ખર્ચનું કારણ ખુરશીદા જણાવતી, પરંતુ કલીમના માટે આ કારણ નડતું નહિ, અને વિચાર થતાંજ લુગડાં તૈયાર થઇ આવતા હતા.

અફસોસ ! અજીજ પણ પોતાની પહેલાની સ્ત્રીને ભૂલી ગયો હતો. તેના મૃત્યુ સમયની ભીખને ભૂલી ગયો હતો, અને ખુરશીદાને વશ થઇ ગયો હતો. તે એટલા સુધી કે ખરૂં ખોટું પારખી શકતો નોહતો, અને ખુરશીદાની દરેક વાત ખરી માનતો હતો. મજીદના સંબંધમાં જરાપણ ધ્યાન આપતો નોહતો. મા વગરનો મજીદ એક ગુલામની માફક કલીમને રમાડતો હતો.

આજે કલીમની વરસગાંઠ છે. આથી આખા ઘરમાં ધમાલ મચી રહી છે. ભિન્ન ભિન્ન પ્રકારનું ખાવાનું તૈયાર થઇ રહ્યું છે. નોકરોની આમથી તેમ દોડમદોડ થઇ રહી છે. એટલામાં દરજી કલીમના લુગડાં લઇને આવ્યો, ને ખુરશીદા આગળ તે ખોળી દેખાડવા લાગ્યો મજીદ પોતાના બાળ સ્વભાવ પ્રમાણે ત્યાં દોડી ગયો, ને તે લુગડાં તાકી તાકીને જોવા લાગ્યો. ખુરશીદાએ મજીદના સામું જોયું. અને તેની આ જોવાની સ્થિતિ પસંદ પડી નહિ. પોતાનો કલીમ નજરાઇ જશે; એવો તેને વિચાર સ્ફુર્યો, આથી તેણે મજીદના સામા આંખો કાઢી, પણ તે અણસમજુ બાળ સમજ્યો નહિ; અને લુગડાં સામાં જોતોજ રહ્યો આથી ખુરશીદા તપી ગઇ, ને એક એવી લાપોટ તેના ગાલ ઉપર લગાવી દીધી, કે તે પડતો પડતો બચી ગયો ને વધુમાં બોલવા લાગી—

" નીકળ. બહાર જા. "

" શા માટે ખાલા. "

" મારી મરજી. "

" મારા ઉભા રેહવાથી તમોને નુકશાન થશે ! "

' હા. હાય ! કેટલી બધી જીભ થઇ છે. મારા લાલના લુગડાં સામાં કેવો ટકટકી લગાવીને જોઇ રહ્યો છે. જાય છે કે નહિ."

"ઉભા રહેવા દોને" દરજી બોલ્યો.

"શું ઉભા રહેવા દો. તેની નજર ખરાબ છે વખતે મારા લાલ કલીમને નજર લાગે, તો હું તો લુટાઇ જાવું ! અને તે સાથે મારી બધી ખુશી માટીમાં મળી જાય."

આટલું બોલી તે ઉભી થઇ ગઇ, ને પાછી મજીદનેજ ત્રણ

લાપોટા લગાવી દીધા. બીચારો મજીદ રડતો રડતો બહાર નીકળી ગયો. ખુરશીદાએ તેને દરવાજા બહાર કહાડતાં કહ્યું "તારૂં કાળું કરી મારા ઘરમાંથી જતો રેહ,"

"હું ક્યાં જાવું. ?"

"તારી અભાગી માતા ગઇ ત્યાં !"

"મારી માં ! હાય ! મારી માં. મારી દયાળુ માં ! તે ક્યાં ગઇ છે ?"

"કબ્રસ્તાન."

"કબ્રસ્તાન ક્યાં છે ?"

"જા સામાં ઝાડોમાં."

મજીદે તે તરફ જોયું. વીજળી ચમકી તે તરફ પ્રકાશ જણાયો ખુરશીદા ઘરમાં દાખલ થઇ. મજીદ તે ઝાડો તરફ દોડી ગયો.

ધીમાં ધીમાં વાદળાં આકાશમાં ઘેરાવા લાગ્યા. નાની નાની વરસાદની બુંદો મજીદના દુઃખે તેના સુખના દહાડા પેઠે માટીમાં મળવા લાગી. વાવાજોડું જોરથી ચાલવા લાગ્યું. વીજળી ચમકવા લાગી. વાદળ ગરજવા લાગ્યા. મજીદ ડરી ગયો. "માં. માં. માં. મારી વ્હાલી માં" બુમ પાડી, પણ તેના જવાબમાં કાંઇ જણાયું નહિ.

વરસાદનું જોર વધવા લાગ્યું, ને મુસળધાર વરસાદ વરસવા લાગ્યો. બીચારા નિરાધાર મજીદનાં લુગડાં પલળી ગયાં. વરસાદને પણ દયા ન આવી.

વખત જતાં વરસાદ વરસી શાન્ત થઇ ગયો, પણ મજીદમાં એટલી સમજણ નહોતી, કે પોતાના લુગડાં નીચોવી નાંખે. વરસાદ

વરસી બંધ થઈ ગયો હતો, પણ મજીદની આંખોમાંથી વરસતો વરસાદ બંધ પડયો નહોતો. તે ડુસકા ખાતો હતો, અને રડતો હતો. તેણે વૃક્ષોમાં કાંઇ જોયું ને એક બુમ પાડી બોલી ઉઠયો કે "માં! મા!" પણ ત્યાં સુનસાન વગર વગર કાંઇ પણ જણાયું નહિ. બાળક એક ચીસ પાડી પછડાયો.

૩

આ બાજુ ખુરશીદા સંપૂર્ણ આનંદમાં પોતાના કોડ પુરા કરી રહી છે. લોકો જાત જાતના પકવાનો જમી રહ્યાં છે, ને કલીમને ચાંદલા કરતા જાય છે. અજીજ પોતાના કલીમને ખોલામાં લઇ તેના સામું જોઇ રહ્યો છે, અને ખુરશીદા દુર ઉભી ઉભી મંદ મંદ હસી રહી છે.

સર્વે ખાઇપીને પરવારી ગયા, પણ મજીદની કોઇએ શોધ કરી નહિ. તેણે ખાધું કે નહિ, તેવો કોઇને પણ વિચાર સરખો આવ્યો નહિ. રાત્રીના અગીઆર વાગવા આવતાંજ ખુરશીદા પોતાના બાળકને લઇ પોતાના ઉંઘવાના ખંડમાં ગઈ. તેણે શરીરે પહેરેલાં કીમતી લુગડાં કાઢી નાંખ્યાં. ને પોતાના બાળકને સોડમાં લઇ પલંગ ઉપર આડી થઇ તેણે ઘણાં પાસાં બદલ્યા, પણ ઉંઘ આવી નહિ. તેના દિલમાં એક જાતનો ગભરાટ થવા લાગ્યો. તે પછી ઉભી થઇ. બત્તી ધીમી કરી. પાછી ઉંઘી, પણ નિદ્રા આવી નહિ. આથી કંટાળી તેણે બતી હોલવી નાંખી. આખા ખંડમાં અંધકાર પ્રસરી ગયો. તે પલંગ ઉપર ઉંઘવા જતી હતી, કે એક ખુણામાં કાંઇ છે, તેમ તેને લાગ્યું, તે તરફ તાકીને જોવા લાગી. ધીમાં ધીમાં તે આકૃતિ બરાબર દેખાવવા લાગી. તે જોતાંજ તે ધ્રુજી ગઇ. આંખો ઉપર હાથ મુકી દીધા, ને બેસી ગઇ. તેણે વિચાર

કર્યો કે બુમ પાડે, પણ તેની બચકી બંધાઇ ગઇ હતી, તેથી કાંઇ પણ બોલી શકી નહિ. તે આકૃતિ તેની પાસે આવવા લાગી. તે ખુરશીદાએ જોયું ને હબકી ઉઠી. સદરહુ આકૃતિ તેનાથી થોડા અંતરે ઉભી રહી ગઇ, ને બોલવા લાગી.

"બેન. બેન. ખુરશીદા. તું મને ઓળખે છે ? જો. જો. સારી પેઠે જો. આ તારા સામા કોની આત્મા ઉભી છે ! મેં તારૂં શું બગાડયું હતું ? શું મેં તારૂં કોઇ પણ સમયે ખોટું કર્યું છે ? મેં મારી હયાતીમાં તારા માટે શું નથી કર્યું ? બતાવ. બતાવ. મને ભૂલી ગએલી મારા એહસાનનો ખ્યાલ ન રાખનાર ખુરશીદા ! બતાવ. મારો મજીદ કયાં છે ? તેને જોવા મારી આંખો તલસ્યા કરે છે. હાય ! મારી નિશાની ! મારો લાલ ! કયાં છે ? તમારો કલીમ પલંગમાં નરમ તળાઇમાં આરામ કરે છે, ત્યારે મારો લાલ ! મારી છેલ્લી નિશાની ! મજીદ કયાં છે ? કયાં આગળ ઉંઘે છે ?

"મજીદે તારૂં શું બગાડયું હતું ? હા. તારા કલીમના લુગડાં જોતો હતો. તેટલા માટે હાય ! જોવા માટે...તેને ઘરથી બહાર કર્યો. શું મારા મજીદની નજર લાગત ? હા. હા. નજર લાગે, કેમ ન લાગે. મજીદની નજર ખરાબ હતી. તારા કલીમને નજરની ખોટી બીકના કારણે મારા લાલ મારા......હૃદય......મારી...છેલ્લી યાદને ઘર બહાર કાઢી મુકયો. તેં વિચાર સરખો પણ ન કર્યો, કે જંગલમાં તેનું શું થશે ! હજારો લોકો ખાઇ ગયા, પણ મારા પુત્રના ભાગ્યમાં એઠું પણ ન મળ્યું."

"હું પણ કોઈ વખતે આ ઘરની માલેક હતી. તારા કરતાં વધારે સુખ મેં માણ્યું છે. તું મને તદ્દન ભૂલી ગઈ. તું મારી સંગ્રહ

કરેલી જણસો વાપરે છે; તોપણ મારી યાદી તારા દીલમાં નાસ પામી ! મેં તારા જે જે કોડ પુરા કર્યાં, તે વિસરી ગઇ. તને યોગ્ય હતું, કે તારા કલીમ સાથે મારા મજીદના લુગડાં સીવડાત. તારો ધર્મ હતો. કે તારા પુત્રની ખુશીમાં તેને સુખ આપત ! પણ હાય !! તેમ ન કર્યું તો ભલે ન કર્યું, પણ જરા વાંક માટે ઘર બહાર...હાય..."

"તેં ઘણીંવાર વગર વાંકે તેના ગાલ ઉપર દયા વગર લાપોટો લગાવી છે. લાતો મારી છે. અરે હાય! તેની. તારા બાળકની નાપાકી તેની પાસે બહાર ફેંકવી છે. તે મેં જોયું છે, પણ મેં સબર કરી, કે વખતે તું મને યાદ કરીશ, ને મારા મજીદ ઉપર થતો જુલમ ઓછો કરીશ, પરંતુ નહિ. નહિ. તે વખત ન આવ્યો. મારો મજીદ ચાલતો થયો."

"આના સંબંધમાં મારા પતિને શું કહેવાનું હોય ! જ્યારે પોતાની સગી બેન પોતાની મૃત્યુ બેનના પુત્ર સાથે આવી વર્તણુંક ચલાવે તો પછી તમને શું કહેવાનું હોય !

"હવે મારો મજીદ! મારો દુખીયારો મજીદ! હવે...તારી પાસે નહિ આવે ! તને નહિ સતાવે. તેં કાઢી મુકયો, તે હવે નહિ આવે. તે ગયો. મારી યાદીનો તારો હોલવાઇ ગયો. હાય ! હાય !! મને તારાથી......આવી આશા નહોતી.........તું બનાવે છે ? મારો મજીદ કયાં છે ? કયાંથી બતાવે. તેં કાઢી મુકયો. તે મને મળવા જંગલમા દોડી ગયો. તે આ ઘરમાંથી સદાને માટે ગયો. હવે તમો સુખેથી રહેજો. કોઇ તમને નહિ સતાવે. હવે મારા નિર્ભાગીયા...મારા નિર્દોષ...મા...રા...મજીદ......ની...નજર તારા કલીમને નહિ લાગે.

"હવે હું જઇશ. કદાપિ હવે આવીશ નહિ. મારાથી હવે સહન થઇ શકતું નથી, કે અત્રે રહું. આ ઘરમાં મારા મજીદનું લોહી છંટાયું છે. તેને પગોમાં નહિ લઉ. પણ હા. એક છેલ્લી આશા,

એક છેલ્લી ભીખ, તારી આગળ માગું છું. હું તારા સર્વે વાંકો માફ કરૂં છું, અને તેના બદલામાં દયા લાવી મારો લાલ હંમેશની નિદ્રા જંગલમાં પડયો છે. તેં કાઢી મુકયો, તો...તે...રીસાઇ......મને મળવા દોડી આવ્યો."

"જા જા. મારા મજીદની લાશને પશુઓ ખરા...બ કરી નાખશે. તેને જંગલમાં સર્પ......હાય!! સર્પ કરડયો! ઉફ!! મૃત્યુ વખતે તેને, એક પૈસાદારના......પુત્રને......એક મા વગરના.........બાળકને શરબત સરખો......ન મળ્યો. મારૂં હ્રદય ચીરાય છે. મારે હવે તને કાંઇ નથી કેહવું, ને કહીને લાભ શો!!

"હવે હું જાવું છું. મારૂં સર્વ નાશ થઇ ગયું છે. મારી પાછળ ...મારી કબર...ઉપર ફૂલ ચઢાવનાર કોઇ રહ્યું નથી. તેં મારા ગરીબ મજીદને......લાત મારી ઘરબાર કર્યો, તેને સર્પ કરડયો. હાય કેવો ન્યાય!!! ઉઠ ઉભી થા. મારા મજીદની લાશ...ને ઠેકાણે...પાડ."

આટલું બોલી ખુરશીદાની મૃત્યુ પામેલી બેનની આત્મા આગળ વધી. આથી ખુરશીદાની એકદમ બુમ પડાઇ ગઈ. તેથી પાસેના ખંડમાં સુતેલો અજીજ જાગી ઉઠયો. તે ત્યાં દોડી આવ્યો. બત્તી સળગાવી જોયું તો ખુરશીદા ધ્રુજી રહી હતી. બીજું કાંઇ નહોતું.

(૪)

ખુરશીદાએ ખરી વાતથી પોતાના પતિને અજ્ઞાનજ રાખ્યો. સવારમાં મજીદની શોધખોળ કરતાં મળી આવ્યો; પિતાએ પોતાની સ્વર્ગવાસી પત્નિની છેલ્લી નિશાનીને લાશ થએલી જોઇ ઘણો દિલગીર થયો. અને પત્થરનું હ્રદય કરી પોતાના પુત્રને પોતાના હાથે માટીમાં મેળવી દીધો; અને કયા જાલિમ હાથનો માતા વગરનો મજીદ ભોગ થયો તે કોઇ જાણી શકયું નહિ. હાય! જગતમાં આવા કેટલા બનાવો બનતા હશે.

# મુસ્લિમાની ઈદ

( ૧ )

સવારનો સોહામણો સમય થવાનાં ચિન્હો દષ્ટિ ગોચર થઇ રહ્યા હતા. ચકલીઓ પોતાના રાત્રિના નિવાસ સ્થાનને પરહરી "ચીં ચીં ચીં" નો પોકાર મચાવી રહી હતી. નાની અને કોમળ કળીઓ પોતાના નાઝુક સાદે કોમળ હોઠ અર્ધ ઉઘાડી ખુદાનુ ગાન ગાઇ રહી હતી. મોઅજ્જને મસજીદમાં "અલ્લાહો અકબર"ની મનમોહક તથા આત્મોત્સાહી મુનાદી કરી, ત્યાર પહેલાં ગરીબ બીચારી મુસ્લિમા જેણે આખી રાત્રિ ઉઘાડી આંખે પસાર કરી હતી, તે ઉઠી વઝુ કરી, નઝાન અદા કરી, દુઆ માંગવા લાગી, કે "હે ! સર્વે શક્તિવાન ખુદા તું સર્વેની સાંભળે છે તો મારી પણ સાંભળ. તું સર્વેની આશા પુર્ણ કરે છે, તો મારી આશા પણ પુર્ણ કર. હું તારા દ્વારે આવી છું, જગતમાં મારૂં કોઇ નથી. જગતમાં મને કોઈ પણ આશરો આપે તેમ નથી. જો કોઇનો આશરો હોય તો હે ! દયાળુ ખુદા ! તારોજ આશરો છે. હે આશા પુર્ણ ! તું મારી આશા પુર્ણ નહિ કરે તો પછી કોણ કરશે ! જો હું તુજ દ્વારેથી ખાલી હાથે જઇશ, તો પછી મારો દામન કોણ ભરશે ? હે ખુદા ! જો તું મુસ્લિમાની દુવા નહિ સાંભળે તો "તાના દેંગેં બુતકે મુસ્લિમકા ખુદા કોઇ નહિ"

"અલ મદદ અય ! મેરે સરકાર રસુલે અરબી—)
અલ મદદ અય ! મેરે ગમખાર રસુલે અરબી !
અલ મદદ અય ! શાહે અબરાર રસુલે અરબી !

અલ મદદ એહમદે મુખ્તાર રસુલે અરબી !
અલ્ર મદદ અલ મદદ અય સાકીએ જામે કોસર;
અલ મદદ અલ્ર મદદ અય ! શાફ્એ રોઝે મેહશર.—૧
કબ તલક સદમએ અંદોહસે નાશાદ રહું ?
કબ તલક ગરદીશે અફ્લાકસે બરબાદ રહું ?
કબ તલક ખુગરે જોરે સિતમ ઇજાદ રહું ?
કબ તલક જુલ્મ સહું માઇલે ફરીયાદ રહું ?
પંજએ ગમમે હેં મુદ્દતસે ગીરફ્તાર આંખે;
ખલશે ખાર હવાદસસે હેં ખુંખાર આંખે.
દર્દ દિલ કીસસે કહું દર્દકા દરમાંહી નહિ,
ખલ્કમેં કોઇ બેમીબે દિલે સુઝાંહી નહિ,
મરહમેં ઝખ્મ જીગરકા કોઇ સામાંહી નહિ,
હેફ સદ હેફ કોઇ હાલકા પુંરસાંહી નહિં,
ગુલશને દહરમેં હું બુલબુલે બેપરકી તરાંહ,
રંગ ઉડતાહે મેરા બુએ ગુલે તરકી તરાંહ.

"હે ! વિધવાઓના બેલી ! હું તારા સદકે ! વધુ કાંઇ માંગતી નથી. મારા લાલને સાજો બનાવી દે. તે મારા જીવનનો, મારા આત્માનો પ્રકાશ છે. મારી પાંચ વર્ષની મેહનતનું ફળ છે.

દુઆ માગ્યા પછી મુસ્લિમા પોતાના પુત્ર મુસ્લિમ આગળ આવી તે તાવમાં ધીકી રહ્યો હતો. તેના શરીર ઉપર હાથ લગાડતાંજ "ઓ બાપ." કેહેતાંજ ઉપાડી લીધો. તાવ ઘણો સખ્ત હતો. તેની આંખમાંથી આંસુ સરવા લાગ્યા. રડતી આંખે મુસ્લિમ સામાં જોઇ રહી. અમુક રાત્રિ આમ ને આમ પસાર થઇ. સાથે સાથે મુસ્લિમાની આંખથાંથી આંસુ પણ વેહવા લાગ્યા. સાથે તે મનમાં ને મનમાં વિચાર કરવા લાગી, કે

અહા ! સો રંગ વિચિત્ર બતાવે રે વેરી વીધાતા. તે સમય પણ સમજતી નોહતી. માતા પિતાનો કૃપાનો હાથ મારા મસ્તક ઉપર હતો. પણ હાય ! તેવો મુજ નિર્ભાગીને આ દુઃખમય સંસારમાં મુકી પરલોક સીધાવી ગયા. તે કેવો અનુપમ અને અનમોલ સમય હતો, કે મારી દરેક દરેક હટ મારા માતા પિતા પુર્ણ કરવા તૈયાર રહેતા હતા. મારી આંખમાં આંસુ જોતાં ત્યારે કેટલા બધા નીચા ઉંચા થઇ જતા હતા. મને મનાવવા, સમજાવવા, લાડ લડાવવા, સુખી જોવા, રાજી કરવા, શું શું નોહતાં કરતા ! મને યાદ છે સારી પેઠે યાદ છે. તે વખતે હું બહુ નાહની નોહતી. બરાબર ઇદનાજ દહાડે મને સહેજ તાવ ચઢી આવ્યોં હતો, આટલા ઉપર તો સદકા ઉપર સદકા અપાયા હતા, અને મારી પાસે યતિમો તથા નિરધારોને બોલાવી જમાડયા હતા, અને તેમની પાસે મારી તંદરૂસ્તીની દુઆઓ મંગાવી હતી, એટલુંજ નહિ પણ મારા હાથે સર્વેને પૈસા વેંહચાવ્યા હતા. હાય ! માતા પિતાનો પ્રેમ જ્યારે જ્યારે યાદ આવી જાય છે; ત્યારે ત્યારે મારા કાળજાના કકડા થઇ જાય છે, માતા પિતાના લાડ કોને ન સાંભળે મને પાળીપોશી મોટી કરી ઉમર લાયક થતાં, માત્ર મને સુખી જોવા મારો હાથ મારા પતિના હાથમાં સોંપતાં કહ્યું હતું, કે "જો ! જો ! આ અમારી સોલ વર્ષની મેહનતનું ફળ છે. અમોએ તેને આખા જીવનમાં કદાપિ પણ રડાવી નથી. તેને લાડમાં પણ લપાટ સરખી મારી નથી. અમો અમારી સોલ વર્ષની અમાનત તમોને સોંપીએ છીએ. કોઇ તો દુધ પાઈ મોટી કરતા હશે, પણ અમે તો અમારૂં લોહી સીંચી સીંચી મોટી કરી છે. તેને સંભાળજો દુખી ન કરતાં. અમો તમારા આસરે સોંપીએ છીએ " આ શબ્દો મને હમણાં સુધી યાદ છે. તેમણે મસ્તક નમાવી તેને પાલવાનો ઇકરાર કર્યો હતો. એને પણ કેટલો સમય વીતી ગયો. ! !

" કહેવામાં આવે છે, કે પતિ પત્નિમાં શાદી થયા પછી, પ્રેમમાં વધારો થાય છે. પહેલા વહેલાં તો એતો મારી દરેક વાતને માનવા લાગ્યા. મારા સુખના સાધનો અણખુટ બનાવવા પ્રયત્ન કરવા લાગ્યા; પણ હા મારા માતા પિતાના સ્વર્ગવાસના પછી, તરત તેમણે બીજી શાદી કરી લીધી. મારી નહિ, તો ખેર ! આ બાળકની પણ દયા ન આવી. હાય ! મારો લાલ ક્યારનો બીમાર છે; પણ તેને જોવા સરખા પણ આવતા નથી. હસે ! દરેઇ જણ પોત પોતાના કર્મના જુમેદાર છે, મે તેમની સેવા કરવામાં કોઇ જાતની કસર રાખી નથી. તેઓ મારા સરદાર છે, હું તેમની દાસી છું; તે મારા માલિક છે, હું તેમની લોંડી છું. તેમણે મારી કદર ન કરી, તો ખેર ! આ મારો લાલ મારી કદર કરનાર કેવો છે. મારી સેવા કરવાવાલો કેવો સુંદર છે. કાલે મોટો થઈ જશે, ને મારા દુઃખો સુખમાં, મારી નિરાશાઓ આશામાં બદલાઇ જશે. મારો દુલો કેવો છે. હે ખુદા તારા રસુલના સદકામાં તેને સાજો કરી દે ! પછી આખી જીંદગી રાજ કરીશ "

કેહતાં મુસ્લિમાએ પોતાના લાલ મુસ્લિમને ઉપાડી છાતીએ લગાવી લીધો, અને પછી તેની પાસે ઉંઘી ગઇ.

૨

સત્ય રીતે પુરૂષો સ્ત્રીઓનું હૃદય ઉકેલી શકતા નથી. તેમજ કેટલીવાર શરમ તથા લજ્જાના કારણે સ્ત્રીઓ પણ પોતાનું હૃદય પોતાના પતિઓની આગળ ખોલી શકતી નથી. જો સ્ત્રીઓ પાસે પોતાનુ હૃદય ખોલવાનું અત્યોત્તમ સાધન હોય તો તેનાં આંસુ છે; પણ અફસોસ ! પુરૂષો તે ભાષાથી અજ્ઞાનજ હોય તેવી વસ્તુ સ્થિતિ સ્વાભાવિક રીતે જોવામાં આવે છે.

મુસ્લિમાના સંબંધમા પણ આવુંજ બન્યું. બીચારી રડતી

રહી ને તેના પતિએ તેને સ્થાન ભ્રષ્ટ કરી બીજી લઇ આવ્યો. એક સ્ત્રી પોતાની બેન બીજી સ્ત્રીની સોક બની. સોક એટલે સુલી.

મુસ્લિમાનો કોઇ આધાર નોહોતો. માબાપ તો પહેલાંથીજ સ્વર્ગે સંચર્યા હતા. પતિ હતો તો તેણે તેની ખબર લેવાની મુકી દીધી હતી. તેના જીવનનો કોઇ આધાર હતો તો માત્ર મુસ્લિમ હતો. અને તેની જાત સાથે તેની લાખો અશાઓ તથા અરમાનો સમાયલા હતા. એક દીવસે તે બ્હારથી આવ્યો અને " માં, માં, મને તાવ આવ્યો છે. " કહી માતાને વળગી પડયો. તાવનું નામ સાંભળી માતાના હૃદયનો ફટકો પડયો. ધ્રુજી ગઇ. તેને વલગી પડી. તાવ ઘણો સખત હતો. સાધારણ નોહોતો. બાળકને ઉપાડી " મારા લાલ ખુદા તને સારો કરી દેશે. તેના ફજલો કરમથી હમણાં તાવ ઉતરી જશે, અને પાછો તું રમતો કુદતો થઇ જશે " કહી તેની પાસે બેસી ગઇ.

બાળકનું મન મનાવવા તો આવું બોલી પણ તેના મનમાં ભિન્ન ભિન્ન પ્રકારના વિચારો થવા લાગ્યા. પડયા ઉપર પાટુ પડે છે. દુઃખી ઉપર ચાહીને દુઃખ તુટી પડે છે. તે મુસ્લિમા સારી પેઠે સમજતી હતી જેમ માતા પિતા પરહરી સ્વર્ગે સંચર્યા, પતિ કે જેના ઉપર જીવનનો આધાર હતો, તે રસભોગી ભમરા માફક પરહરી અન્ય કળીનો રસ ચુસવા લાગ્યો, તેમ આ બાળક તો મને નહિ વિસારી મુકે તેવો પ્રશ્ન સ્વાભાવિક રીતે તેના મનમાં થયો.

ઘણાં ઉજાગરા પછી લાંબો સમય આંખમાંથી આંસુ વહેવડયા પછી મુસ્લિમા પોતાના લાલ મુસ્લિમની પાસે અડોઅડ માત્ર સહેજ આડી થઇ કે આંખ મળી ગઇ, અને તેને જણાવવા લાગ્યું કે તેની સ્વર્ગવાસી માતા તેને શિખામણ આપી રહી છે કે:—

" બેટા. મુસ્લિમા જગત નાશવંત છે. જગત એ હરતો ફરતો છાંયડો છે. જગતમાં ચક્રે હજારો શહેનશાહો ચઢી સ્થળે સ્થળે ઠોકરો ખાતા ફર્યા છે. કરોડો ધનાઢયોને તેણે ભીખ મગાવી છે. આજે જેના આગળ સુખ શાન્તિના સર્વ સાધનો છે; કાલે તેને સુકી રોટલીનો ટુકડો પણ ખાવાના વાખાં હોય છે. જગતમાં અહર્નિશ આવા પરિવર્તન થતાંજ રહયા છે. હું જાણું છું કે તારા નિર્દય પતિને તને વગર વાંકે તજી છે. અરે ! તારી તો દયા ન આવી તો ખેર પણ આ બાળક મુસ્લિમે તેનું શું બગાડયું હતું. હજી તો તે નિર્દોષ છે. તે દોષિત કેમ ગણાયો હાય. ! જેના હૃદયમાં પુત્રનો પ્રેમ ન હોય તેની પાસે સ્ત્રીના પ્રેમની આશા રાખવી નકામી છે. "

"બેટા. મુસ્લિમા ! મારી નિર્દોષ મુસ્લિમા ! હિંમત ન હારતી ખુદા પોતાના બંદાઓને દુઃખમાં અજમાવે છે. તેઓને લાખો ધન્યવાદ છે. કે જેઓ આ પરિક્ષામાં પૂર્ણ ઉતરે છે. બેટા તું શરાફ ખાનદાનની પુત્રિ છે. તારે ખુદાની મદજી ઉપર માથું નમાવવુંજ જોઇએ તું જાણે છે કે જે બાળાઓ સુખ પાથરણા ઉપર નિંદ્રા કરતીઓ હતી, જેમની આગળ જગતની સર્વે ન્યામતો હાજર હતી, પરંતુ જગતના ચક્રે તેમને પણ ન મુકીઓ. એકજ ઠોકરે હતું ન હતું બનાવી દીધું. દર દર ભીખ માંગવા લાગીઓ; એટલુંજ નહિ પણ પૃથ્વી ઉપર તેમને આરામથી બેસવાનો પણ સાંસાં પડવા લાગ્યા. પરંતુ બેટા ! શરાફત એનું નામ છે, કે ગમે તેવી હાલત હોય માથા ઉપર દુઃખોના પહાડો તુટી પડે, પણ શરીફ ખાનદાનની લાજને લાંછન ન લગાડે. રંજ, મુસીબત, દુઃખ, મુફલસી, લાચારી, ગરીબાઇ વગેરેના પહાડો મસ્તક ઉપર તુટી પડે તો ભલે, પણ

ખબરદાર એવું ન બને કે ખુદાની ન શુકરી કરી તેની ખફગીમાં આવી જાય."

"બેટા! તારા ખાનદાનની આબરૂ તારા હાથમાં છે. તારા વડીલોનો મહિમા તારા સાથે સંબંધ રાખે છે. એવું ન બને કે તારા વાંકના કારણે તારા સ્વર્ગવાસી વડીલોને તથા તારા ખાનદાનની લાજને ધોકો લાગે."

"બેટા! કાલે દુઃખના દહાડા પુર્ણ થઈ જશે. જ્યારે જીંદગીનો ભરોસો નથી, તો પછી દુઃખ શું હિસાબમાં! લે હું જાઉં છું. તારી માતાને તું ન ભુલતી."

લાંબા સમયે સ્વપ્નામાં પોતાની માતાને જોતાં અને તેના આવા વચનો સાંભળતાં રડવા લાગી. પોતાની માતાને જતી જોઇ. તેણે નહિ જવા વિનંતી કરી, પણ તેની આશા નિરાશામાં બદલાઇ ગઈ. એવામાં મુસ્લિમનો રડવાનો અવાજ સાંભળ્યો, તેના પુત્રે કહ્યું કે "વ્હાલી માતા! કેમ રડે છે?" પુત્રનો અવાજ સાંભળતા તેની આંખ ઉઘડી ગઈ અને ઉભી થઇ ગઇ. પોતાના મુખ ઉપર હાથ ફેરવતાં લાગ્યું કે આંસુડાથી મુખડું ભીનુ છે.

"મારા લાલ ઉંઘી જા. હું નથી રડતી."

"ત્યારે તારી આંખમાં આંસુ કેમ? તું રડે છે?"

"ના બેટા. હવે નહિ રડું. તું છે તો પછી મારે રડવાનું છેજ કયાં. કાલે મારા લાલા તું મોટો થઇ જઇશ, અને મારા સુખનો સૂર્ય ઉગશે."

બાળક માતાના હેત ભર્યા વ્હાલાના કારણે ઉંગી ગયો. મુસ્લિમા પણ પાછી ઉંઘી ગઇ.

(૩)

દિવસ ઉપર દિવસ વેહવા લાગ્યા. પણ મુસ્લિમનો તાવ ન ગયો. તે નજ ગયો. પુત્રની માંદગીના કારણે લાંબા સમયથી તેણે પેટ ભરીને ખાધુ પણ નોહતું દિવસનો આરામ અને રાત્રિની નિદ્રા નાશ પામ્યા હતા. તેને જીવન સુન્યમય અને નકામુ લાગતુ હતું, પણ જીવતી હતી. તેને આશા હતી કે કાલે મારો લાલ મોટો થશે. તેના વિવાહ કરીશ અને તેના બાળકોને રમાડીશ. પણ હાય ! દિવસે દિવસે તેના બાળકની હાલત બગડતીજ જતી હતી. તે હાડપિંજર સમાન બની ગયો હતો. તેની આશા નિરાશમાં બદલાઇ ગઇ હતી. રાત દિવસ પોતાના પુત્ર મુસ્લિમ પાસે બેસી રહેતી, અને તેના મુખ સામા તાકીને જોઇ રહેતી. નિશ્વાસો નાંખતી રડતી. ભાગ્યેજ તેની આંખમાંથી આંસુ ઓછા થતા.

હાય ! તેજ વખતે કે જ્યારે ઇદનો ચાંદ દેખાયો, મુસ્લિમ જગતમાં ખુશીનો ધ્વનિ થયો, ત્યારે મુસ્લિમાનો ચાંદ આથમ્યો, અને તેના હૃદયમાં ગમીનો વાસ વસ્યો. બીચારો નીરાધાર મુસ્લીમ લાંબી બીમારી ભોગવી, નિરાધાર અને ગરીબ અવસ્થામાં મૃત્યુ પામ્યો.

મુસ્લીમનું મૃત્યુ પામવું શું હતું ? બીચારી મુસ્લીમાની હાલત ઘણી ખરાબ થઇ ગઇ. તેને જગત વિષમય ભાસવા લાગ્યું. દીવાનીની માફક આમ તેમ ફરવા લાગી. વખતે મૃત્યુ પામેલા બાળકને ઉપાડી છાતીએ લગાડતી. તેના મુખને ચુમતી, તેના ચરણોને આંખે લગાડતી. અને કરૂણમય હૃદય ભેદક સ્વરે કેહતી કે " મારો ચંદ્ર આથમી ગયો. મારો જીવન ચંદ્ર હમેશ માટે ગયો; અને તેની આ નીર્ભાગી અભાગણી માતાને પાછળ કકળતી મુંકતો ગયો. મારી ગોદ આજે ખાલી થઇ ગઇ. મારૂં રાજ્ય આજે નાશ પામ્યું.

મારી આશાઓ આજે નિરાશામાં બદલાઇ ગઇ. મારી ઇચ્છાઓ મારા અરમાનો માટીમાં મળી ગયા. મને ખબર નહોતી કે લાલ તમો પણ મને આમ દગો આપી ચાલ્યા જશો. "

" મારા લાલ ! તું મારા, પેટે શા માટે અવતર્યો કે જે તને મૃત્યુ વખતે શરબત સરખો પણ પાઇ શકી નહી. તારા પિતા ! હાય ! તારા પિતાને આટલી પણ દયા ન આવી કે મારો પુત્ર એ શરબતના ઘુંટ વગર મૃત્યુ પામે છે. તો લાવ વધુ નહિ તો એક પૈસાની સાકર તો મોકલાવું. મુજ ગરીબના ઘરમાં આવી મુસ્લિમ તે શું જોયું. શું તું આ દુઃખ જોઇને તો નાસી ગયો નથી. "

" મારા લાલ ! જા. જા. સ્વર્ગમાં આબે ઝમઝમના પાણીથી તારી તરસ હોલવજે. ત્યાં આગળ હુરો તારા માટે શરબતોના ગલાસ લઇ ઉભી હશે, તારા વડીલો ત્યાં હશે. તેમને મારી સર્વે વારદાટ કહેજે. મારી હાલતનું તેમને ભાન કરાવજે, અને કહેજે કે આવી મુસીબતોમાં પણ તે ખાનદાનની આબરૂને સાચવી રહી છે, અને મૃત્યુ સુધી સાચવી રાખશે "

કહેતાંજ તે મુસ્લિમના મુખ ઉપર ચુંબનો લેવા લાગી અને પાછી બોલવાં લાગી, " હાય, ! ઇદના ચાંદ ! તું મારા માટે સુખદાયક નથી, પણ દુઃખદાયક છે. તું એવો શું ઉગ્યો કે મારા ચંદ્રને અસ્ત કરી નાંખ્યો. તને શું ખબર નથી કે તે મારા ઘરનો દિપક હતો, જે હોલ વાઇ ગયો. તે મારો જીવનચંદ્ર હતો; તે નાશ પામ્યો. તે મારા દિલની કળી હતી પણ હાય તે અણખીલી કરમાઇ ગઇ. પુષ્પ બનવાનો સમય સરખો પણ ન આવ્યો કે તેનો નાશ થયો. મારી લાગલાગટ પાંચ વર્ષની મહેનત નાશ પામી. મારા ઘરની વસ્તી જતી રહી."

" આજે ઇદ છે! લોકો ખુશીઓ મનાવી રહ્યા છે. માતાઓ પોતાના કાળજાના કકડાઓને નવડાવી સારા સારા લુગડાં પહેરાવી ઇદગાહ મોકલી રહીઓ છે, ત્યારે આ અભાગણી માતા પોતાના હૃદયના કકડાને નવડાવી કફન પહેરાવી માટીમાં મેળવવા, કબરમાં દાટી દેવા તૈયાર થઇ છે. શું માતાનો ધર્મ છે કે પોતાના બાળકને પોતાના હાથે માટીમાં દાટે ! હાય ! ધિક્કાર હોજો કે હું માતા થઇ મારા લાલને માટીમાં મેળવવા તૈયારીઓ કરી રહી છું."

"પિતાઓ પોતાના બાળકોની આંગળી પકડી હરખ ભર્યા ઈદગાહ તરફ જાય છે, પણ મુસ્લિમ! મુસ્લિમ!! મારા મૃત્યુ પામેલ મુસ્લિમ તારી આંગળી તો ક્યાં, તેના તો અરમાનજ રહી ગયા પણ તારા જનાઝાને ખાંદો આપવા પણ તારો પિતા હાજર નથી. હાય !" ટુંકમાં મુસ્લિમા પુત્રના વિયોગે દિવાની બની હતી. હૃદયભેદક રૂદન કરતી કરતી પોતાના મૃત્યુ પામેલા પુત્રના જનાઝા આગળ બેહોશ થઇને પડી. હાય જગતમાં આજે ઇદ છે, ત્યારે મુસ્લિમાને ત્યાં મોહરમ છે.

મુસ્લિમાં પડી કે તેનો પ્રાણ પુત્રના પ્રાણને ભેટવા સંચર્યો. હાય ! આતે કેવી ઇદ !!!



# અપમાન

અલ્લારખ હીરજીને ત્યાં આજે શાદીનો પ્રસંગ હતો; તેની એકની એક પુત્રિના લગ્ન હતા. બાળપણથી લાડમાં ઉછરેલી કુલસુમબાનુને અનુપમ લહાવો લેવાનો પ્રસંગ હતો, એટલુંજ નહિ, પણ તેના માતપિતાનો પણ જીવનમાં પહેલો તથા છેલ્લો વાહવો હતો; તેમાં ખર્ચની તે કાંઇ કસર રખાય! ગામે ગામથી પરોણા આવવા લાગ્યા હતા; અને જોત જોતામાં તો મોટી મેદની ભરાઈ ગઈ. જાણે વાર્ષિક મીઝલસ.

સર્વે આ આનંદમાં સ્વતંત્ર પણે ભાગ લઇ શકતા હતા. આનંદી થતા અને આનંદની છોળો ઉછાળી સામસામાં આનંદિત થઇ ડોલતા અને ડોલાવતા. કુલસુમના પિતા તરફથી મહેમાનોને સર્વે પ્રકારની સામગ્રી પુરી પાડવામાં જરા પણ ગફલત થતી નોહતી. દરેક કામ પર ડબલ ડબલ માણસો રોકી દેવામાં આવ્યા હતા.

સર્વે કુલસુમના ભાગ્યને વખાણતા. સાથે તેના માતપિતાના પણ ગુણગાન ગવાતા. શા માટે ન ગવાય? જેનું ખાવું તેનું ગાવું તો પડેજને! ત્યાં હતી એક નિર્ભાગી! જે સ્વચ્છંદપણે આમા ભાગ લઇ શકતી નોહતી. તે હતી કુલસુમની ફઇ. કુલસુમના પિતાની સગી બહેન. તે પણ મોટી બહેન! એનોતો સર્વેમાં સારો કારભાર હોવો જોઇએ. તેના હુકમ વિચાર પ્રમાણે સર્વે થવું જોઇએ. પણ તેમ નોહતું થતું. કારણ! તે નિર્દોષ હતી, પણ દોષિત

મનાતી. સમાજના સિતમગર સિતમમાં સ્વર્શ્વ ગુમાવી બેઠી હતી. તે વિધવા હતી. તેનો પતિ તેને કકળતી મુકી ચાલ્યો ગયો હતો. મૃત્યુ પામ્યો હતો. મર્યો ને મારતો પણ ગયો; અને પોતાની પાછળ પોતાની યાદગીરી માટે બે બાળકો મુકી ગયો હતો. તે નિર્ભાગીના આ બેજ રત્નો આશાના સૂર્ય હતા. તેમને જોતી ને સર્વે દુઃખો ભૂલી જતી. તેનું નામ હતું હુરબાનું. નામ પ્રમાણે તેનું રૂપ હતું એટલુંજ નહિ. પણ તેમાં સર્વે પ્રકારના સદ્દગુણો કુદરતે કુટી કુટીને ભર્યા હતા. પણ હાય ! એક પતિ સંચરતા રૂપ તથા ગુણનો નાશ થઇ ગયો હતો. અને જેનું હસ્તુ મુખ સવારમા કે સારા કામે જતાં, અભિલાશા પૂર્ણ ગણાતું તે અપશુકની બની ગયું હતું.

તેને એકાન્તમાં એક રૂમ આપી હતી. કુલસુમની માતા ઘણી વહેમી હતી. હુરબાનું જે પહેલાં ઘરની માલેક હતી. તે આજે સંજોગોવશ થઇ પોતાના બે બાળકો સાથે ઘણો વખત ઓરડીના અંદરથી બારણાં બંધ કરી બેસી રડતી હતી. પોતાના બાળકોને છાતીએ લગાડતી અને વધુ રડતી. બાળકો પણ માતાને રડતી જોઇ રડતા અન્ય કાંઇ સમજતા નોહતા. માતા શા માટે રડે છે ? તેનું તેમને જ્ઞાન કે ભાન નોહતું.

કુલસુમ તેનાજ હાથમાં મોટી થઇ હતી, અને કુલસુમ પોતાની માતાને જેટલી ચાહતી તેના કરતાં હુરબાનુંને વધુ ચાહતી; કારણ દીવસનો ઘણો મોટો ભાગ તે કુલસુમ પાસેજ રહેતી. બાળપણામાં તો હુરબાનુંનેજ તે માતા કહેતી, પણ ખરી રીતે હુરબાનુના લગ્ન થયા પછી તે પોતાની માતાને ઓળખતી થઇ હતી; પણ હાય ! કુદરત ! વિધવા થઇને પાછી ભાઇના ઘેર આવી હતી. વિધવા એટલે પતિને ખાઇ જનાર ! અપ શુકની ! તેમ કુલસુમની માતા માનતી.

આથી કુલસુમની માતાએ તેને અલગ રખાવી હતી. કે વખતે સાસરે જતાં કુલસુમ ઉપર તેનો પડછાયો સરખો પણ ન પડે.

સમયને જતાં વાર લાગતી નથી. આજે કુલસુમને વળાવવાના હતી. ગીતો ગવાઇ રહ્યા હતા. આનંદ ઉછળી રહ્યો હતો. હુરબાનું પોતાના રૂમમાં બેઠી બેઠી સાંભળી રહી હતી; પણ છેવટે તે સ્ત્રી હતી; કુલસુમને પોતાની પુત્રિ સમાન ગણાતી હતી; આ વખતે કુલસુમ કેવી દેખાય છે, તેના લુગડા કેવા છે. તે જોવા તેનું મન અધીરૂં બન્યું. વ્હાલસોય ઉભી થઇ. બારણા ઉઘાડી નાંખ્યા, અને કુલસુમ હતી, તે તરફ ટગર ટગર જોવા લાગી. તેની આંખમાં આનંદ હતો. ઘણા લાંબા સમયે તેના પાતળા તથા ગુલાબી હોઠ મંદ હાસ્ય કરતા દેખાયા. સત્ય રીતે તે વ્હાલ ઘેલી બની હતી. રૂમ મુકી ધીમાં ધીમાં પગલે ચાલી. અરે! દોડી. ઠેઠ કુલસુમ પાસે દોડી ગઇ. કુલસુમને ઉપાડી છાતીએ લગાવી. ત્રણ ચાર ચુમ્બનો લઇ લીધા, અને તેના લુગડા જોવા લાગી. કે "હે! અભાગણી આ શું કરે છે; શું મારી કુલસુમને પણ વિધવા બનાવવા માંગે છે" કહેતાં એક આંચકા સાથે દૂર ખસેડી ધક્કો માર્યો. હુરબાનુ પછડાઇ; જ્યારે તે ભાનમાં આવી ત્યારે તે પોતાની હાલત સમજી ગઇ. કુલસુમની માતાનો તો ક્રોધ હદથી વધી ગયો. એવી કઇ માતા હોય કે પોતાની પુત્રિને વિધવા જોવા ખુશ હોય!!! તેણે મોટો શોર બકોર મચાવી દીધો. કે–

"હાય! હાય! તું કયારની શત્રુ હતી. મેં તારૂં શું બગાડયું હતું; મે તો વખતે તને કાંઈ કહ્યું હોય તો શું તેનો બદલો આ મારી આશાભરીની સાથે લેવા માંગે છે. હાય! હાય! પતિને ખાઇ

જઇ ડાકણુ અત્રે આવી છે; હું તો પહેલાંજ કહેતી હતી કે તે શંખણીને આપણે ત્યાં રાખવાની જરૂર નથી, તેના સાસરીયામાં લોંડીપણા કરશે અને પેટ ભરી ખાશે. આવી અકરમણને તે કાણ સંઘરે? પોતાના એકના એક યુવાન પુત્રને ખાઇ જનાર વહુને તે સાસુ સસરા સંઘરે ખરા કે ? આજ કારણે તને કોઇએ રાખી નહિ. અમે દયા ખાઇ તને રાખી. બેન પ્રમાણે આગતા સ્વાગતા કરી, પણ હાય, તેં તો સિદ્ધ કરી બતાવ્યું કે દયા ડાકણને ખાય તે આનું નામ ! શંખણી તને લાજ પણ ન આવી. તને અમારા ઉપકારનો પણ ખ્યાલ ન આવ્યો. હાય ! હાય ! મને તો થાય છે કે તને કાચીને કાચી ખાઇ જાઉં " કહેતાં તે હુરબાનુને મારવા દોડી. પાસે ઉભેલી કેટલીક બાઇઓએ તેને પકડી લીધી. હુરબાનું પડયા પડયા કરતી હતી તે આ પ્રસંગ જોઇ ઉભી થઇ ગઇ, તેના મનમાં હતું કે જો પૃથ્વી જગ્યા આપે તે સમાઇ જાઉં.

"શું છે ? શું છે ? આ ગડબડ શાની છે" કુલસુમના પિતાને બહારથી આવતાં કહ્યું.

" હાય ? હાયરે !! મારૂં નબોદ વળી ગયું. મારો જન્મારો એળે ગયો. શત્રુઓએ કાળો કેર કર્યો. દુધ પાઇ મોટી કરેલી નાંગણીએ ડંસ દીધોરે બાપ" કહેતાં કુલસુમની માતાએ છાતી કુટી નાંખી. " પણ છે શું ! તે તો કહે. નકામી આમ રડારોડ આવા શુભ પ્રસંગે શા માટે કરે છે" અલ્લારખાએ સહેજ ક્રોધે ભરાતા કહ્યું. આના જવાબમાં તેણે હુરબાનુની સર્વે વાત કહી. હુરબાનુ પોતાના ભાઇ પ્રત્યે દયા માગતી હોય તેમ જોઇ રહી હતી; પણ જ્યારે તેના સમજવામાં સર્વે વાત આવી ગઇ ત્યારે તેનો પણ ક્રોધ હદ વટાવી ગયો ગયો. તે એક સિંહ માફક ઘુઘવાટ કરી હુરબાનું તરફ ધસ્યા.

"જા જા, ડાકણુ, શંખણી અત્રે શા માટે ઉભી છે. જા તારૂં કાળું કરને મરીજા જા. તારી ઓરડીમાં" કહેતાં ત્રણવાર લાતો લગાવી ઓરડી તરફ ઘસેડતો લઇ ગયો. હુરબાનું એકજ છેલ્લા ધક્કા સાથે ઓરખીમાં પછડાઇ પડી અલારખા શેઠે એનનું અપમાન કરવામાં બાકી ન રાખ્યું.

( ૨ )

આ બનાવ બન્યાને બરાબર બે કલાક થઇ ગયા, પણ બેભાન થયેલી હુરબાનું શુદ્ધિમાં ન આવી પોતાની માતાની આવી હાલત જોઇ. તેના બંન્ને બાળકો પણ તે ઓરડીમાં ચાલ્યા આવ્યા હતા, અને બેભાન માતાના મુખ ઉપર મુખ રાખી તેને જગાડવા પ્રયત્ન કરતા હતા, અને રડતા હતા. બાળકોના ઉના ઉના આસુંડે હુરબાનુંનું મુખ ધોવાતું હતું; જ્યારે બન્ને બાળકોની રડી રડી આંખરાતી ચોળ થઇ ગઇ, ત્યારે હુરબાનુએ આંખ ઉઘાડી, ચારે બાજુ ફાટેલી નજરે જોવા લાગી. આ વખતે કુલસુણને વરાવી રહ્યા હતા. હુરબાનુંને શુધ્ધિમાં આવેલ જોઇ એક બાળક બહાર દોડયો. અને પાણી ભરી લાવ્યો. અને "લે માં પી" કહેતાં તેના મુખ આગળ ગલાસ ધર્યો. હુરબાનુએ ગલાસ હાથમાં લઇ લીધો તેને નિહાળવા લાગી. આમ સમુક સમય તે પાણી ભરેલા ગલાસને જોઇ રહી, પછી એકદમ તેણે ગલાસને જમીન ઉપર પછાડયો અને બોલી નહિ, નહિ, હવે આ ઘરનું પાણી મારા માટે હરામ છે. જીવનના આધાર વગરનું જીવતર નકામું છે. ભાઇ ! મારા બંધુ ? માતા મૃત્યુ પામતા મેંજ તને મોટા કર્યો હતો. હું તારા દરેક હુકમ નાનપણથી બજાવતી આવી છું. તારા વચનો ! "જા. જા, ડાકણુ, શંખણી તારૂં કાળું કરી

મરીજા." આજ હતા. તમોને પાળવામાં મોટા કરવામાં ડાકણ નોહતી. શંખણી નાહતી. તે વખતે કાળું મુખ નોહતું, હાલ છે!!! હવે આ ડાકણને આ દેવોનાં, ફરિસ્તાઓના ઘરમાં રેહવાની આવ્યશકતા નથી,

"માતા તે પાણીનો ગલાસ કેમ ફેંકી દીધો" મોટો પુત્ર જેનું નામ હુસેન હતું તેણે કહ્યું.

"તમારી હતભાગી માતા હવે આ જગતમાં પાણી નહિ પીએ, પણ તમારા બાપુ જે મુલકમાં ગયા છે, ત્યાં જઇ પાણી પીશે.

"શું તું બાપુ પાસે જવા માંગે છે ?" નાનો પુત્ર જેનું નામ હસન હતું તેણે કહ્યું.

"હા હું ત્યાં જઇશ."

"ત્યારે માતા અમોને નહિ લઇ જાય. જ્યાં અમારી માતા, બાપુ ત્યાં અમો પણ. માંમા માંમી પાસે અમો રેહવા માંગતા નથી." હુશેને કહ્યું.

"હા માં. જોને ઘરમાં બેનની શાદી પ્રસંગે સર્વેના લુગડાં સીવડાવ્યા, પણ અમોને તો ધુતકારી કાઢયા. માટે માતા અમોને પણ તારી સાથે લઇ જજે, જેથી અમોને કોઇ ધુતકારી કાઢે નહિ"

"હા. મારા લાલ ત્યાં આગળ કોઇ પણ તમોને ધિક્કારની નજરે જોશે નહિ."

ખરી રીતે હુરબાનુને ઘણું લાગી આવ્યું હતું, સર્વે સગા વ્હાલા તથા મહેમાનોના જોતાં તેનું અપમાન કરવામાં આવ્યું હતું. ગમે તેવું દુઃખ હોય તો માણસ સહન કરી શકે છે; પણ અપમાન સહન કરવાની શક્તિ હોતી નથી. હોય છે! પણ ઘણી ઓછી. હુરબાનુમાં તો અપમાન સહન કરવાની શક્તિનો અભાવજ હતો.

તેમાં તેનું આવું અપમાન થતાં જીવન ઉપર તેને કંટાળો છુટયો હતો. તેણે પોતાના બંને બાળકોને છાતીએ લગાડી લીધા. બાળકો પણ તેને વળગી પડયા. પાછી તે મન સાથે બોલવા લાગી કે "હાય! સત્ય રીતે હું નિર્ભાગી છું, નહિ તો મારા મસ્તકના છત્રજ શા માટે ચાલ્યા જાય? આ બાળકોને જોઈ હું મારા દુઃખી જીવનની દહાડા કાપતી હતી. મને આશા હતી કે કાલે મોટા થઇ જશે, અને મારા સુખનો સુરજ ઉગશે. મારા લાલો મારૂં દુઃખ નાશ કરશે. હું તેમને પરણાવીશ, તેમના સુખો જોઇશ, અને તેમના બાળકોને રમાડીશ, પણ નહિ. અજનાં બનાવે મારી સર્વે આશાઓનો નાશ કરી નાંખ્યો છે. આવું અપમાનમય જીવન ગાળવા કરતાં મૃત્યુ ઉત્તમ છે. મારા ગયા પછી મારા બાળકો, મારા નિરાધાર માસુમોના કેવા બુરા હાલ થશે. મારા હોવા છતાં તેમના મામા તથા મામી શું નથી કરતાં તો કોણ જાણે પછી શું નહિ કરે. માટે બસ બસ. તેમને મારી સાથેજ લઇ જઇશ. પારકી દયા ઉપર જીવન વિતાવવું. ટાણા ખાઇ ખાઇ, ગુલામી કરી કરી, એઠું જુઠું ખાવું તેના કરતાં મૃત્યુ ઉત્તમ છે." આવા પ્રકારના વિચારો ઉત્પન્ન થતાં તે તરત ઉભી થઇ ગઇ પોતાની પેટી ઉઘાડી પોતાની શાદી વખતના લુગડાં પહેરી લીધા. બાળકોને પણ મુખ વગેરે ધોવડાવી તેમના પિતાના સમયના લુગડા કાઢી પેહરાવી દીધા અને એક પત્ર પણ લખી કાઢયો. આટલું કાર્ય થઇ રહેતાજ તેણે એક વસ્તુ કાઢી તેના રંગ કાળો હતો. તેના તેણે છરી વડે નાના નાના કકડા કરી નાંખ્યા. અને બાળકોને ખાઇ જવા કહ્યું. માતાનો હુકમ થતાં બાળકો તને પાણી સાથે ગળી જવા લાગ્યા.

"માતા ! આતો કાંઈ કડવું છે ?" હુસેને કહ્યું.

"હા. લાલ. પણ તેનાથીજ મારી સાથે અવાશે. તમારા બાપુ પાસે જવાશે." હુરબાનુએ ઉશકેરાયલા અવાજે કહ્યું.

બાળકો માતાનો વિચાર તથા બાપુ પાસે જવાની હોંશમાં ખવાય તેટલું ખાઇ ગયા, થોડા સમય પછી તેમની આંખો ઘેરાવવા લાગી મસ્તક ભમવા લાગ્યું. હુરબાનુ ફાટેલી આંખે તેમની સામાં જોઇ રહી હતી. તેની આંખમાં આસુંડા ભરાતા; અને ઢલવતા હતા. બાળકોની આવી હાલત જોતાં તે બોલવા લાગી. "હાય ! મેં મારા હાથેજ મારી ખેતી બરબાદ કરી નાંખી. મારાજ હાથે મારૂં સત્યાનાશ વાળી નાંખ્યું. અણખીલી કુમાળી કળીઓને મસરી નાંખી. પીસી નાંખી. શામાટે ? મારા લાલો ! કોઇના ઓસીયાળા ન થાય. ખાવા માટ બીજા પાસે દયા માંગતા હોય તેવી નજરે ન જુવે." એટલામાં બન્ને બાળકોએ "પાણી. પાણી. પાણી."નો પોકાર કર્યો કે હુરબાનુની વિચાંરમાળા તુટી નેતે તરત બન્નેને વળગી પડી, અને કહેવા લાગી "મારા નિર્દોષો હવે સહેજ સબર કરો. તમારા બાપુ આવી ઝમઝમ પીવડાશે સ્વર્ગમાં તમારા માટે હુરો વગેરે સરબતોના ગલાસ લઇ ઉભી હશે. આ જુલમથી ભરેલા કસાઇ ગૃહનું પાણી ન માગો તમારી આવી હાલત જોતાં મારા હૃદયના કકડા થઇ જાય છે. મને પસ્તાવો થાય છે. કે મેં શું કર્યું. ! હાય ! હાય ! મેં ગઝબ કર્યો." એટલામાં બન્નેના મુખમાંથી કાંઇક નીકળી પડયું. આખો ઓરડો અફીણની વાસથી ગંધાઇ ગયો. સાથે બન્નેના પ્રાણ કાયા મુકી ચાલ્યા ગયા. હુરબાનુએ બન્નેને ભોંય ઉપર સુવાડી ફાટેલી આંખે જોઇ રહી. પછી તરત વધેલું અફીણ તે ખાઇ ગઈ. ટુંક સમયમાં અફીણે તેના ઉપર પણ અસર કરવા માંડી, કે તરત જમીન ઉપર પડી

મૃત્યુ પામેલા બન્ને બાળકોને જમણી તથા ડાબી બાજુએ સુવાડી બાથમાં લઇ લીધા, અને છુટક છુટક બોલવા લાગી. "મારા લાલો! તમો ચાલ્યા ગયા, તમો મને શોધતા હશો, પણ ...ન ગભરાઓ ......હું...પણ તમારી ......પાછળ......આવું છું. લાલ! જીવનમાં તમોને જુદા નોહતા કર્યા. હવે કેમ જુદા કરૂં. કબરમા પણ તમારી સાથેજ હઇશ. જીવનમાં તમો ને હું વળગેલી રહી. તેમ મૃત્યુ વખતે વળગેલીજ રહીશ." કહેતાં તેણે તે બાળકોનાં શરીરને બાથ ભીડી લીધી. બાળકો તેમાં આવી ગયા. તેને ઘણી વેદના થતી હતી પણ બાળકોને મુકી દેવાને બદલે વધુ વળગાડતી હતી. ઉછળતી, તરફડતી પણ બાળકોને મુકતી નોહતી. આખી રૂમ તેને ફરતી માલમ પડતી હતી. તેના કાળજાના કકડા થઇ રહ્યા હતા. તે સહન કરતી, પણ બાળકોને વળગેલી વીખુટી પડતી નોહતી છેવટમાં તેણે એક ઉછાળો આપ્યો, અને શાંત થઇ ગઇ.

(૩)

આ બાજુ આ ત્રણે જીવ પરલોક ગમન કરી ગયા, ત્યારે બીજી બાજુ આનંદની વાતો થઇ રહી હતી. કુલસુમને વળાવ્યા પછી તેનો પિતા તથા માતાં પોતાની ફરજ અદા કરવાના કારણે આનંદમાં હતા, પણ પુત્રિ વિયોગ સાલતો હતો. છેવટમાં બન્ને જણા આખા દિવસના થાકયા પાકયા પોતપોતાનાં રૂમમાં આરામ કરવા ચાલ્યા ગયા. શેઠ અલારખા પોતાની ફરજ અદા થઇ ગયેલી જાણી સંતોષ પામ્યો હતો, અને તેવા કારણે આનંદમાં હતો. આથી પલંગ ઉપર પડતાજ નિદ્રામાં પડી ગયો. તેને નિદ્રામાં પડયાને માત્ર અર્ધો કલાક પણ પસાર થયો નહિ હોય કે તે સ્વપ્ન જોવા લાગ્યો કે જાણે તેની મૃત્યુ પામેલી માતા તેને કહી રહી હતી કે "પુત્ર!

પુત્ર!! તારા હાથે મહાન ગઝબ થયો છે; તારા આ કામના બદલામાં ખુદાનો તારા ઉપર ભયંકરમાં ભયંકર કોપ ઉતરી પડે તુટી પડે તો નવાઇ જેવું નથી; તેં એક એવું મહાન પાપ કર્યું છે. કે જે ઇસ્લામ અને ખુદાના ફરમાનના વિરૂદ્ધ છે. તેં એક નહિ તો ત્રણ ત્રણ ખુન કર્યા છે. તને તારી કુલસુમના પ્યાર આગળ કાંઇ પણ સુઝ્યું નહિ, પણ જેમ તને તારી પુત્રિ વ્હોલી છે, તેમ બીજાને પણ પોતાના બાળકો પ્યારા હોય છે, તને ખબર છે કે તને કોણે પાળી પોશી મોટો કર્યો મેં મરતી વખતે તને શું કહ્યું હતું? તે તને યાદ છે તે તારૂં આપેલું વચન પાળ્યું છે? નહિ. નહિ. તેં તો તારી મરણ ખાટલે પડેલી માતાના વચનોને ઠોકરે ઉડાવ્યા છે, અને પોતાના માથે મહાન પાતક વ્હોરી લીધું છે. જા, જા, શું સુતો છે. જા. હુરબાનુ તથા તેના બાળકોને બચાવ, નહિ તો કોણ જાણે તારી કેવી બુરી હાલત થશે" કહેતા તેની માતાએ તેનો હાથ પકડી ઉભો કર્યો કે તેની આંખ ઉઘડી ગઇ તે ચારે બાજુ જોવા લાગ્યો, અને સ્વપ્નાની તેને એવી અસર થઇ કે તરત ઉભો થઇ હુરબાનુના રૂમ આગળ ગયો ઉઘાડવા. પ્રયત્ન કર્યો પણ અંદરની સાંકળ વાસેલી હતી. તેણે સાંકળ ઉઘાડવા ઘણી હાંકો મારી પણ કોણ ઉઘાડે? આ બાજુ તે બારણા ઉઘાડવા પ્રયત્ન કરી રહયો હતો, ત્યારે બીજી બાજુએ કુલસુમની માતાને આથી પણ ભયંકર સ્વપ્નું આવ્યું હતું કે જાણે તેને ફરિસ્તાઓ તેના પગો પકડી ઉંધા મસ્તકે આકાશમાં ઉપાડી જાય છે, અને ઘણી દુર લઇ જઇ ફેંકી દે છે. નીચે આવતાં તે મરણ પામે તે પહેલાં કુલસુમ વિધવા થઇ રડતી કકળતી તેની પાસે આવે છે. અને આકાશમાંથી વિજળી તુટી બન્નેને બાળી નાંખે છે. વિજળીના

કડાકા સાથે તેની આંખ ઉઘડી જાય છે, અને પળ વાર સુધી જોયા કરે છે, પણ પોતાનો પતિ હુરમાનુને બોલાવતો સાંભળી ગભરાટના મારે તે પણ ત્યાં દોડી ગઇ અને બારણા ઉઘાડવામાં મદદ કરવા લાગી. છેવટે અંદરથી જવાબ ન મળવાના કારણે બારણા તોડી નાખવામાં આવ્યા, અને અંદરનો દેખાવ જોતાં બન્ને દિંગમુઢ બની ગયા. તેમને ખાતરી થઇ ગઇ કે તે પોતાના બન્ને બાળકો સાથે ઝેર ખાઇને મરી ગઇ છે. ત્યારે શેઠ અલારખાના શોકનો પાર રહયો નહિ. તેનું બીસ્તર તપાસતાં એક કાગળ મળી આવ્યો તેમાં નીચે મુજબ લખાણ હતું.

વ્હાલા ભાઈ,

"તું મારી સલામ પણ કબુલ કરશે કે કેમ તેની મને શંકા છે. અમો સ્ત્રીઓ એટલે પરવશ, બીજાના દુઃખે દુઃખી અને સુખે સુખી. અમારા દુઃખે ન કોઇ દુઃખી થાય, ના દુઃખી કરીએ. મારા હતભાગ્યે હું વિધવા બની, ત્યારે ભાઇ તું ઘણો નાનો હતો. તેથી માતાએ મૃત્યુ વખતે તારી સંભાળ મને સોંપી હતી. તેથી મેં તારા માટે મારા સર્વ આરામો તથા સુખોનો ભોગ આપવામાં પાછી પાની કરી નહિ તારૂં માથું દુઃખતા આખી આખી રાત્રિ ઉઘાડી આંખે બેસી રહેતી. તને પંપાળતી ઉંઘાડી દેતી, પણ હું ન ઉંઘતી, કારણ વખતે તું જાગી જાય, જો હું ઉંઘી જાઉં તો તને દુઃખ થાય. મારા બન્ને પુત્રો, મારી આશાના સૂર્યો, મારા લાલોની પણ તારા માટે દરકાર કદી રાખી નહોતી. કુલસુમને પણ મેંજ ઉછેરી મોટી કરી હતી. હાય! ભાઇ મેં સર્વે કાંઇ કર્યું. તમારા દુઃખે દુઃખી થઇ, પણ મારા દુઃખનો ઇસારો સરખો પણ તમે ને ન કર્યો. તમે મને ઘણી વાર ક્રોધે ભરાઇ લાતે લાતે મારી હતી, પણ હુંજ

વખતે તમારા પગને ઇજા ન થઇ હોય તેમ જાણી દાબતી. હું ઘણીવાર બોર બોર જેવા આંસુડે રડતી, પણ તે લુછનાર તો કોરે રહ્યા, પણ મને શા માટે રડે છે? એટલું પણ પૂછવાંમાં ન આવ્યું. ઉલટી મને ધમકાવતો, વખતે ગાળો પણ આપતો, તે સર્વે હું લોહીના ઘુંટડા પી જતી. મારા બાળકોને પણ તેં ઘણીવાર હરામી, હરામનું ખાનાર. માથે પડયા" વગેરે વગેરે બોલતો પણ હું કાંઇપણ બોલતી નહિ. ભાભીના સંબંધમાં તો મારે કાંઇ બોલવા જેવું છેજ નહિ. જ્યારે વ્હાલા ભાઇ! તારાજ તરફથી આવી વર્તણુંક ચલાવવામાં આવતી હોય. તો પછી ભાભી આફતોના પહાડો તોડે તો તેમાં શી નવાઇ?

"હું બેન કુલસુમની શત્રુ નોહતી. હોત તો ઉછેરત શા માટે? તેને મારી પુત્રી કરતાં વ્હાલી શા માટે ગણત? પણ હાય! વ્હાલ—. સ્નેહ. જેવો સ્ત્રીઓને હોય છે. તેવો પુરૂષોને હોતો નથી, હું વ્હાલા ઘેલી બની મારી પુત્રી જેવી કુલસુમને જોવા પ્રેરાઈ દોડી ગઇ. ભેટી પડી, પણ હાય! આથી મારા ઉપર આફત વરસી. સર્વેના જોતાં મારૂં અપમાન કરવામાં આવ્યું. શંખણી થઇ, ડાકણ કહેવાઇ, મુખ પણ કાળું થયું, અને હું સર્વેને ભારે પડતી હોવાથી મરી જવા પણ કહ્યું. વ્હાલા ભાઇ! મેં મારા જીવનમાં તારા દરેક હુકમ માન્યા છે. આ છેલ્લા હુકમનો પણ અમલ કરૂં છું, અને મારી સાથે મારા નિભાગી લાલોને પણ લેતી જાઉં છું. હાય! તેમને જગતમાં આવી કાંઇ પણ ન જોયું. સારા લુગડા સારી ટોપી, કે પહેરણ પણ નથી મળ્યા. મારા નિર્દોષ બાપ વગરના લાલ "બુટ." "બુટ" કરતાં, પણ તેમને ન મળ્યા. ભાઇ કુલસુમ માટે તું ત્રણ ત્રણ ચાર જોડી બુટ લાવતો ત્યારેજ મારા હતભાગી બુટ માંગતા ત્યારે તું ધિક્કારી કાઢતો, પણ હવે તે તારી પાસે કંઇ નહિ માંગે. તને

નહિ સતાવે. તને ગુસ્સે પણ નહિ થવું પડે હું મરી જાઉં અને તેમને મુકતી જાઉં તો કોઇ કહે કે "મરી ગઇને મુકતી ગઇ" તેવો વખત શા માટે લાવું ? એક ટેકીલા પિતાના પુત્રોના તેવા હાલ થાય તે મને ન ગમવાથી સાથે લઇ જાઉં છું.

"વ્હાલાભાઇ ! મારી છેલ્લી માગણી ! એકજ આશા કે અમો ત્રણેને એકજ કબરમાં દફન કરજે. અમો વિખુટા પડ્યા નથી. તેમને મરણ પછી પણ વિખુટા ન પાડતો, કારણ કયામતના દહાડે તે ઉઠસે ને મા. મા. મા. નો પોકાર કરશે ત્યારે હું પાસે નહિ હોઉં તો તેઓ રડશે દુઃખી થશે.

"આમાં હું કોઇનો વાંક જોતી નથી. વાંક મારા ભાગ્યનો. મારી તો આશિષ છે કે વ્હાલા બંધુ તું સો વરસનો થજે, અને સુખી રહેજે. મારૂં હૃદય બેનનું રહ્યું જે ભાઇને શી રીતે શ્રાપ આપી શકે ? ભલે ભાઇ લાતોજ કેમ ન મારે !

"બહુ લખાયું હવે નહિ લખું. તમોને મારો આ પત્ર ઘણાં ભાગે અમો નહિ હોઇએ ત્યારે મળશે; એવી મને ખાત્રી છે.

લિ.

દુઃખીયારી તારી બેન,

હુરબાનુ

પત્ર વાંચતાંજ શેઠ અલારખા બેભાન જેવા થઇ ગયા. આંસુડે રડવા લાગ્યા, પણ શું થઇ શકે તેમ હતું. મરનાર મરી ગઇ. જીવતાને તેની સાથે શો સંબંધ ! તેની વસીયત પ્રમાણે ત્રણેને એકજ કબરમાં દફન કરવામાં આવ્યા.

સમય ગયે સર્વે તેને ભુલી ગયા. વાંચક તું પણ આ વાર્તા વાંચીશ, અને સમય જતાં ભૂલી જઇશ.

---

# માસુમની ઈદ.

## (૧)

દીલ આ ગયાહે પેંચમે, ઉસ જુલ્ફે યાર કે (૩)
રોકા હે બહોત, મુશ્કીલુંસેં માર મારકે (૩)
ઇતરાકે ચાલ ચલતે હો જોબન ઉભારકે
• લુટા યે લુંટનાહે તુમેં દીન બહારકે
વો દેખતે હેં મુજકો ચીલમન ઉઠા ઉઠાકર,
બે હોશિયુંકે સદકે દીદાર હો રહા હે–(૩)–

ઉપર પ્રમાણે ગઝલ એક યુવક પોતાના ભાડાના ઘરની આગાસીમાં પલટા આપી આપીને ગાઇ રહ્યો છે. આના ગાવામાં સ્વાર્થ છે. મલિન વાસના છે. તે એક ભોલા દિલને ફસાવવા માંગે છે. તે બહારથી તો સારો જણાય છે, પણ તેના ગુણો સારા નથી. ટુંકામાં તે એક ઇસ્લામી હોવા છતાં દારૂના બુરા વ્યસનમાં ફસાઇ પડયો છે, પણ તે તેને ખરાબ ગણુતો નથી. ઉત્તમ ઔશદી ગણે છે.

રાત્રીના સમયે તે ઘણીવાર ગાતો હતો હમણાં રાત્રીના અગીયાર વાગવા આવ્યા છે અને તે ઉપર પ્રમાણે ગઝલ ગાઇ રહ્યો છે. આના ગાવાનો અવાજ સાંભળી સામાં મકાનમાં એક બાળા બારીમાં આવી, અને સંતાઇને જોવા લાગી, કે તેની બાળકે તેને બોલાંવી. તે બાળકનું નામ માસુમ હતું, પણ તે બાળાએ ગણકાર્યું નહિ આથી તેણે જોરથી "માં માં તું કયાં છે ?" કહ્યું.

"શું છે. શા માટે બુમો પાડે છે ?" બારી આગળથી કહ્યું.

"પણ તું ક્યાં છે ? મારી પાસે આવ."

"શું કામ છે?"

"મને ઉંઘ નથી આવતી."

"ઉંઘીજા."

ના. માં એક વાત સંભાળવો."

• "તુ ઘણો મસ્તીખોર થઇ ગયો છે."

"તેમતો તેમ પણ વાત સંભાળવો."

"બસ હવે ઉંઘીજા નહિ તો તને સ્કુલમાં મોકલી દઇશ, ત્યાં માર પડશે."

"ત્યારે તો હું સ્કુલ નહિ જાઉ."

"ત્યારે ઉંઘી જા."

"ના."

"હું કહું છું છાનો મર."

'ના. મા. ના. મને વાત સંભળાવ" કહી માસુમ રડવા લાગ્યો.

"હાય ખુદા આ જંજાલ મને ક્યાંથી વલગી આટલુ બોલી તે માસુમની પાસે ગુસ્સામાં આવી પણ તેના આવતાં પહેલાં માસુમના બાપના સમયની દાસી જાગી ઉઠી હતી. તે આ સ્થિતિ જોતાં તે બોલી.

"કેમ બેગમ શું છે?"

"આને કોઇ અવડ કુંવામાં ધકેલી આવ."

"કારણ ? તે તો મારા માલિકની નીશાની છે.--"

"નહિ તે ઘણો મસ્તીખોર થઇ ગયો છે રજીયા."

"માસુમ બેટા જીદ કરવી સારી નથી" રજીયા બોલી

"ત્યારે એક વાત સંભાળાવી દો" માસુમ બોલ્યો.

"ચાલ હું સંભળાવું છું. તારી માતાને ના સત્તાવ."

"નહિ રજીયા તમો વાત ના કહેશો. તેને ખરાબ આદત પડી જશે. તે હઠીલો બની જશે."

"બેટા બાળક છે. હોય."

"ના હું વાત સાંભળીશ."

"લે વાત સંભળાવુ" બોલી માસુમની માતા મેહમુદાએ હાથમાં સપાટ લઇ બે ત્રણ લગાવી દીધી. માસુમ બુમે બુમ પાડી રડવા લાગ્યો. રજીયાએ તેને ગોદમાં લઇ લીધો ને પ્યાર કરવા લાગી; ને બોલી "મેંહમુદા તું પણ બાળકની માફક નાદાન બને છે."

"બસ રજીયા તમો ના બોલો, તે ઘણો ખરાબ થઇ ગયો છે. હમણાંથી એવોછે તો જવાનીમાં કેવો થશે"

માસુમને તેની માતા તરફથી પહેલવહેલી માર પડી હતી. તેથી તેની ઘણું ખોટું લાગ્યું ને વધારે રડવા લાગ્યો. આથી મેહમુદા વધારે ગુસ્સે થઇને બીચારા માસુમને બે ત્રણ સપાટો વધુ લગાવી દીધી. હાય !! મોહ તારૂં સત્યાનાસ જાય. તેં ઘણાનું ખોટું કર્યું છે. તો પણ ધરાતો નથી. બારીમાં સંતાઇને સાંભળેલી ગઝલની અસરે નિર્દોષ માસુમને માર પડી. થોડીવાર થોભ્યા પછી તે પહેલાની બારી તરફ જવા લાગી.

"મેહમુદા તું કયાં જાય છે. આ વાત સારી નથી. તે માણસની ચાવ ચલગત સારી નથી. મારૂં માની જા. તેને યોગ્ય હું શોધી આપીશ"

"બસ. બસ. મારે તમારી શિખામણ સાંભળવી નથી."

રજીયાએ એક નિશ્વાસ નાંખ્યો. મેહમુદા જતી રહી.

(૨)

દીવસના પાંચ વાગવા આવ્યા છે, રજીયા મકાનની બહાર ઉભી

ઉભી રડયા કરેછે. ને નિશ્વાસો ઉપર નિશ્વાસો નાંખેછે. ને ધીમાં ધીમાં કાંઇ બોલેછે. અને આજુ બાજુ જુએછે. એટલામાં માસુમ દોડતો દોડતો આવ્યો અને ઘરમા પેસવા લાગ્યો પણ તેને રોકી તે કહેવા લાગી.

"માસુમ ! માસુમ ! તું કયાં જાય છે ?"

તે ઉભી રહી ગયો ને રજીયા સામાં જોઇ બોલ્યો "દાદી. દાદી. તમો કેમ રડો છો "

"બેટા બે......બે......બેટા. " કહી ગોદમાં ઉઠાવી લીધો."

" શું મારી માંએ તમોને ગાલો આપી "

" ના. "

" ત્યારે શા માટે રડોછો? "

" હું તારા માટે રડું છું "

" મારા માટે ? "

" હા. હા. તારા માટે? મારૂં કાળજું કપાઇ જાય છે. હે ખુદા હું શું કરૂં માસુમ તને આ આફતમાંથી કેવી રીતે બચાવું ?"

"એમ કઈ આફત દાદી "

"હાય ! તે વીચાર કરતાં હું ધ્રુજી જાવું છું. હાય મેં તને પ્રાણની માફક પાલ્યો હતો. નાસ. નાસ. માસુમ નાસ. આ ઘર હવે તારા માટે જહન્નમછે "

"ખુદા દાદીમાં તમોને શું થઈ ગયું ?"

"મારા લાલ હું દીવાની નથી બની. ગાંડી નથી થઇ ગઇ. મેં જમાનો જોએલો છે. હાય હું ! તને મારી આંખનો તારો સમજતી, હતી હવે તારૂં શું થશે."

"પણ કાંઇ તો કહો રડો છો કેમ ?" શું મારી માં...માએ તમોને કાઢી મુકયા મને મુકીને શું જતા રહે......શો.

"નહિ. મારા કાળજાના કકડા નહિ. હું તને મરતા સુધી નહિ મુકું પણ હવે આ ઘરનો માલેક જુદો છે. હવે અગે પહેલાં જેવી વાત રહી નથી........"

"શું થયું છે ?"

"હાય, મારા લાડલા માસુમ જ્યારે હું તારા સ્વરૂપવાન અને કોમળ મુખ સામાં જોવું છું, ત્યારે મને એકદમ રડવું આવી જાય છે. હાય હવે તને......ખાવા...નું પણ મળશે...કે...કેમ !!"

"શું મારી માતા મારા ઉપર ગુસ્સે છે. તે મને કાઢી મુકશે ?!!

"નહિ" રજીયાએ એક નિશ્વાસ ખાતા કહ્યું.

"તો પછી મને કેમ ખાવાનું નહિ મળે મારી માતા ગરીબ થઇ ગઇ ?"

"નહિ તારી માતા પાસે ઘણું ધન હતું."

"હતું કે છે."

"હતું."

"હવે શું થઇ ગયું."

"તે ધન સંતાઇ ગયું. તે ધન આકાશમાં ચઢી ગયું. હાય ! જે ધન તારા બાપે પાઇ પાઇ કરી એકઠું કર્યું હતું તે મફતમાં લુટાઇ ગયું. મારા માસુમ હવે હું શું કરૂં ?:'

"ચોરી કયારે થઇ ?"

"ચોરી તો થઇ નથી."

"ત્યારે મારી માં તો સમાલત છે."

"હા, પણ તારા માટે તે મરી ગઇ."

" મરી ગઇ ! હાય ! માતા માતા આ ગરીબ માસુમને કોને સોંપ્યો, મને...લાડ કોણ કર...શે ? પ્રેમથી...કોણ બોલા...વશે ? માં. માં. "

" મારા લાલ તું ના રડ, તારી માતા જીવે છે, પણ તારા માટે મરી ગઇ, "

" શું કાંઇ જતી રહી ? "

" નહિ ઉપર છે. "

"ત્યારે તો હું જાવું છું, મારી માતાને જોવી છે "

"હા ખુશીથી જા મારા લાલ પણ જરા થોભી જા, "

" કારણ, ?"

" હું કહું તે સાંભળ. "

" અરે ! મારી માતાને કાંઇ થઇ ગયું છે, અને દાદીમાં તમો મારાથી સંતાડો છો. "

" નહિ પુત્ર તારી માતાને કાંઇ થયું નથી."

"ત્યારે કેમ જવા દેતા નથી"

" હું દીવાનું છું. જા. મારા માસુમ જા. "

"તમો પણ ચાલો. "

"હું નહિ આવું"

" કારણ ?"

" તારો બાપ મને રડતી જોઇ ગુસ્સે થશે."

" કોણ મારો બાપ ? મારો બાપ તો મરી ગયો. "

"હા. તારો ભલો બાપ મરી ગયો, પણ તારી માતાએ બીજો બાપ ઉત્પન્ન કર્યો છે. "

"તે કેવી રીતે ? શું તે મારા બાપ જેવો તે બાપ છે ?

"મારા માસુમ તું ના સમજ્યો. તારી માતાએ એક બીજા પુરૂષ સાથે નીકાહ કરી લીધા છે, તે હાલ તારા સ્વર્ગવાસી બાપની જગ્યાએ બેઠો છે."

"તેને હું કાઢી મુકીશ."

આટલું બોલતાં તે દોટ કાઢી મેઢા ઉપર ચઢી ગયો. રજીયાએ તેને રોકવાનો પ્રયત્ન કર્યો, પણ તે ફાવી શકી નહિ, તેણે મેઢા સામું જોયું અને એક નિશ્વાસ નાંખ્યો.

૩

જ્યારે માસુમ માળીયા ઉપર ગયો ત્યારે બન્ને જણાં એટલે મહેમુદા તથા તેનો નવિન પતિ કે જેનું નામ શેરખાં હતું બન્ને અરસ્પરસ પ્રેમની વાતો કરી રહ્યા હતા; માસુમ તેમની આવી સ્થિતિ જોઈ થોભી ગયો; ને બારણાની એકજ બાજુ તેમના સામા મૂઢની માફક ઉભો રહી ગયો. પોતે આમ ઉભો છે, અને મેહમુદા જોતી નથી તેથી તેના મનમાં ઓછું આવ્યું. તેની આંખમાં આંસુ આવી ગયાં. મુખ લેવાઇ ગયું. એટલામાં માસુમે એક નિશ્વાસ ખાધો કે મેહમુદાની નજર પડતાંજ તે બોલી " અહા ? મારો બાળક કેવો હકો બકો ઉભો છે, આવ માસુમ આવ. "

માસુમ પોતાની જગ્યાએથી હાલ્યો ચાલ્યો નહિ.

" નામ માસુમ છે. પણ જીદ્દી જણાય છે " શેરખાં બોલ્યો.

"નહિ. મારો માસુમ તે માસુમ છે,"

"નહિ ખરી વાત તો એ છે તેના ઉપર કોઇનો દાબ નથી. તે કોઇથી ડરતો નથી."

" હોય બાળક છે. "

"હા. હવે હું તેને સીધો કરીશ તમો તો તેને ખરાબજ બનાવી રહ્યાછો. આઠ વર્ષનો બાળક અને આવી જીદ.!!

"હવે તે તમારો પુત્ર છે. ચાહે તેમ કરો."

"બેશક તેને સીધો તીર બનાવી દઇશ જુઓને કેવો ઉભો છે, જાણે પત્થરની મૂર્ત્તિ. જાણે જીવજ નથી."

"હવે એક દીવસમાં શું છે?"

"હા, હમણા પહેલો તો દીવસ છે માટે કાંઇ કહેતો નથી, નહિ તો તેની ચામડી ઉખેડી નાખત આટલી પણ જીદ, કે બોલાવે તો પણ આવે નહિ. ખરી રીતે તમારા લાડ તથા પ્રેમે તેને ખરાબ કરી નાંખ્યો છે, આવો સ્વરૂપવાન બાળક ને આવા લક્ષણ!"

"શું કરૂં મારાથી તો કસાઇ નથી થવાતું."

"કસાઇ થવાનું કોણ કહેછે, પણ બાળકને માથે ચઢાવવો જોઇએ નહિ. જો મા બાપનો પ્રેમ હોય તો બાળકને સારૂં ખવડાવો સારા લુગડાં પહેરાવો, પણ મસ્તીખોર ના બનાવવો જોઇએ, હમણા તો ઠીક છે. પણ આગળ જતાં ભારે પડે છે."

"હાય! માસુમ આમ કેમ થઇ ગયો. આગળ કેમ નથી આવતો." માતાને પણ બાળકનો વાંક જણાયો.

"ચાલો જવા દો માથું ના પકાવો. નહિ બોલાવો તો હમણા સીધો થઇ જશે."

"હાં. રજીયા કયાં ગઈ." મેહમુદા બોલી, ને તેને હાંક મારી રજીયા આંસું લુછતી લુછતી આવી.

"રજીયા રડે છે કેમ?" મેહમુદાએ કહ્યું.

"પોતાના ભાગ્યને" શેરખાંએ ધિક્કાર બતાવતાં કહ્યું.

"પાપી તારૂં મુખ કાળું થાય, ને તું નાસ પામે તેથી રડી ખુદા પાસે દુઆ માંગુછું" રજીયા મનમાં બોલી.

"મનમાં શું બડબડે છે ?" શેરખાંએ ગુસ્સામાં કહ્યું.

"રજીયા શું આ સમય રડવાનો છે ? દિલગીર થવાનો છે તમારી આવી ચાલથી મારી સર્વે ખુશી ધુળમાં મળી જાય છે."

"આગળ દેખાશે" પાછી રજીયા મનમાં બોલી.

"રજીયા. રજીયા. ઘરમાંથી મીઠાઇ કાઢી મારા માસુમને આપો." મેહમુદા બોલી.

"મારો માસુમ" મહેમુદાના મુખમાંથી સાંભળતાં માસુમના દિલ ઉપર જાદુઇ અસર થઇ. તે પોક પાડીને રડી પડયો. મેહમુદા દોડી તેને ઉપાડી લીધો, પણ તે રડતો છાનો રહ્યો નહિ જેમ જેમ મેહમુદા તેને મનાવતી તેમ તેમ તે વધુ ને વધુ રડવા લાગ્યો. તેની આંખોમાંથી આંસુની ધારા વહી રહી હતી તે કોઇ પણ પ્રકારે બંધ થઇજ નહિ. છેવટે માંસુમ ત્યાં સુધી રડયો કે મેહમુદાના ખોળામાં રડતો રડતો ઉંઘી ગયો. મીઠાઇ રજીયાના હાથમાંજ રહી.

(૪)

આ બનાવને કેટલો સમય થઈ ગયો છે. મેહમુદાને હવે માલમ પડી ગયું છે કે તે એક જુલમી અને નઠારા માણસના પંજામાં સપડાઇ ગઇ છે. તે બાહ્ય રૂપે તો માણસ જણાય છે; પરંતુ આંતરિક રીતે શેતાનને પણ ટક્કર ખવડાવે તેવો છે, અને પૈસા જોવાથી તેની આંખ ફાટી ગઇ છે તે દારૂ પહેલાં તો પીતો હતો પણ હવે તો હદ ઉપરાંત દારૂ પીવા માંડયોછે. દરેક રાત્રે તે દારૂ પીને બાર બાર વાગે આવે છે. ગમે તેમ લવેછે, અને સમજાવવા જતાં મહેમુદાના શરીર ઉપર ઇનામ તરીકે માર પડે છે. મેહમુદા પોતાની આવી સ્થિતિ ઉપર

ઘણી દીલગીર થાય છે. અને છુપી છુપી રડયા કરે છે. જો શેરખાં મેહમુદાને રડતી જોઇ જાય છે તો બીચારી ઉપર આફત તુટી પડછે, પણ હવે શું કરે !

" વણાયું યંત્રે સુતર પછી પાછું શું કંતાએ ? "

માસુમ તો શેરખાંને જોઇને ધ્રુજી જાય છે. તે જ્યાં સુધી ઘરમાં હોય છે ત્યાં સુધી તે બીચારો માસુમ આમ તેમ સંતાયા કરે છે. શેરખાં પણ માસુમને આંખના પાટ સમાન ગણતો હતો, અને કોઇ પણ રીતે તેને ઘરમાંથી કાઢવા માંગતો હતો. રજીયા માસુમની તરફેણ કરતી હતી તેથી તેનો પણ દુશ્મન બની ગયો હતો. રજીયાને તો તે ઘરમાંથી કઢાવી શકયો પણ માસુમને તે દુર કરી શકયો નહિ.

પૈસા હાથમાં આવતાં શેરખાં કોઇપણ પ્રકારનો ધંધો કરતો નહિ માત્ર રંડીબાજી તથા કલાલખાનામાં પડયો રહેતો હતો અને જ્યારે પૈસા ખુટી જતા તો મેહમુદાની કમબખ્તી થતી.

કાલે બકરી ઇદ હોવાથી શેરખાંને પૈસાની ફીકર પડી હતી કારણ ઇદના દહાડે તે પોતાના લફંગા મિત્રોમાં પોતાનો દાબ તથા ગૃહસ્થપણું બતાવવા વિચાર રાખતો હતો પણ પાસે એક લાલ પાઇ પણ નોહતી કારણ કલાલખાનામાં આજે તેણે સર્વે ખીસાના પૈસા આપી ખુબ દારૂ પીધો હતો. રાત્રિના બાર વાગવા આવ્યા છે. શેરખાં આમતેમ અથડાતો તથા ગમે તેમ બોલતો ઘર ભણી જતો હતો

મેહમુદાને તાવ લાગુ પડયો હતો, અને દીવસે દીવસે શરીર અશકત થવા લાગ્યું હતું આજ તે જરા શાન્તિથી ઉંઘી છે. શેરખાંએ આવી બારણું ખખડાવ્યું, પણ કાંઈ જવાબ મળ્યો નહિ આથી તેણે બહારથી ગમે તેમ બોલવા માંડયું, તેથી માસુમ જાગી ગયો તેણે પોતાની માતા સામાં જોયું તો તે ઉંઘતી હતી. બહાર

રમાં તુફાન મચાવી રહ્યો હતો તેથી ધ્રુજતો ધ્રુજતો બારણું ઉઘાડવા ગયો. તેણે બારણું ઉઘાડયું કે “ હરામી સાંભળતો નથી.” કહી માસુમને લપડ લગાવી દીધી. માસુમ “ ઓ માં માં માં મરી... ગયો ” કહેતાં ધમ કરતો પડી ગયો.

“ છાનો મર. ”

બીચારો માસુમ સાંભળતાંજ પોતાનું મુખ બે હાથે દબાવી પડી રહ્યો.

આ ગડબડ થતાં મેહમુદા જાગી ગઇ. તેણે માસુમના રડવાનો અધાજ સાંભળી લીધો હતો. તે ગભરાઇ ગઇ ને શેરમાં જેવો આવ્યો કે તે બોલી.

“ મારો માસુમ કયાં છે ? ”

“ આવે છે.”

“ મેં મારા માસુમના રડવાનો અવાજ સાંભળ્યો છે.”

“ સાંભળ્યો હશે. ચલાવ. બસ ઉઠાવ.”

“ આ તમો શું બોલો છો.”

“ હા. હા. કાલે ઇદ છે. અહા હા હા હા. કાલે ખુબ દારૂ ઉડાવીશ. બસ ખોબે ખોબે પીશ. મિત્રોને પાઇશ. અહાહા. કેવી મઝા. કેવો આનંદ.”

“ હાય ? હાય ? તમો ઉંઘી જાઓ. હે ખુદા.”

“ ઉંઘી જાઓ. નહિ નહિ. મારે રૂપીઆ જોઇએ. હાલ મારી પાસે લાલ પાઇ નથી અને સવારે ઇદ છે. બસ લાવ એકદમ સો રૂપીઆ લાવ નહિ તો તારૂં ગળું દબાવી દઇશ.”

આ સાંભળતાં મેહમુદા ધ્રુજી ગઇ ને વાત ટાળવાના કારણે બોલી “ સવાર તો થવા દો.”

"સારૂં" કહેતાંજ તે પલંગ ઉપર પડી ગયો ને લવારો કરતાં કરતાં ઉંઘી ગયો. તેને ઉંઘી ગએલો જોઈ માસુમ ધીમાં ધીમાં પોતાની માતા પાસે આવ્યો. મેહમુદાએ તેને જોયો કે બોલી ઉઠી "મારા માસુમ ! લાલ કયાં હતો. ?"

"મા. મારી વ્હાલી......માં" કહેતાં તેના ગલે વલગી પડયો. ને ધીમાં ધીમાં શેરખાંની બીકના મારે રડવા લાગ્યો. મેહમુદા પણ તેને વલગી પડી અને ઘણા લાંબા સમય સુધી બંને જણાં રડતા રહ્યા. રડવાથી દીલનો ભાર જરા ઓછો થયો તેથી મહેમુદા બોલી.

"મારા માસુમ તું કેમ રડે છે."

"માતા માતા તમારા વગર મારૂં કોઇ નથી."

હા. મારા માસુમ........."

"અને તમારી હાલત બગડતી જાય છે"

"તેથી"

"તેથી શું ? તમારા વગર મને કોઇ ખાવાનું પણ નહિ આપે" માતા તમારી—"

"તને મારી આટલી કેમ ચિન્તા છે.

"જો તમોને કાંઈ થઇ ગયું તો હું માસુમ છું, તે સત્ય રીતે માસુમ થઇ જઇશ તમો......ન...હી હો તો દર દર ધક્કા ખાતો ફરીશ. કોઇ પાસે ઉભો......નહિ...રેહવા દે. શેરખાં તો મને...મને કુતરાની માફક ધક્કા મારી કાઢી મુકશે."

"હાય! ખુદા......" માત્ર મેહમુદા બોલવા પામી. તેના હૃદયમાં માસુમના શબ્દો તીરની માફક ભોકાતા હતા. તેનું હૃદય ભરાઇ આવ્યું. તેની આંખમાંથી આંસુની ધારા વહેવા લાગી. તે સાથે તેને પહેલાનો સમય યાદ આવવા લાગ્યો. આથી તો તે ડુસકા ખાઇ

ખાઇને રડવા લાગી. માસુમ પોતાના માતાની આવી હાલત જોઇ તે પણ ગભરાઇ ગયો ને "માતા તમોને શું થઇ ગયું" કહી વલગી પડયો. બન્ને ચોધાર આંસુડે પાછા રડવા લાગ્યા.

આવી રીતે રાત્રીના ચાર વાગી પાંચ વાગવાની તૈયારી થવા લાગી હતી. કે શેરખાંની આંખ ઉઘડી ગઈ. તેણે આ દીકરાને રડતાં જોઇ લીધા. તે એકદમ પલંગમાંથી ઉછલી "હરામી રડે છે" બોલતાંજ માસુમનો હાથ પકડી મેહમુદાથી છોડાવી એક ધોલ લગાવી દીધીઃ માસુમે એક ચીસ પાડી. સબરની પણ હદ હોય છે. હવે મેહમુદાથી સબર થઇ નહિ. તેનું હ્રદય ફાટી ગયું. તેણે કળકળતા અવાજે કહ્યું.

"બસ કરો. બસ કરો. જુલમની હદ હોય છે. મારા માસુમને વગર વાંકે ના મારો. મારા પાપે તેને દુઃખી ના કરો. જુઓ! તમારા દુઃખે તે કેવો લેવાઇ ગયો છે. તમારા જુલમમાં......તે ફસાઇ પડયો છે. પૈસાદાર હોવા છતાં......ગરીબ બની ગયો છે."

"તેના ભાગ્ય."

"નહિ. નહિ. મારા માસુમે કોઇ પાપના કર્મો કર્યાં નથી તે નિર્દોષ છે."

"તો હું દોષિત છું. ?"

"નહિ. તમો એકલા નહિ. આપણ બન્ને તેમાં વધુ ભાગે તમો."

"હું"

"અલબત્ત."

"વિચારીને બોલ."

" એમાં વિચારવાનું શું છે. સત્યવાત કહેવાની છે. તમોએ મારા દશ હજાર રૂપીઆ રંડીબાજી ને કલાલખાનામાં બરબાદ કર્યા છે. તે નાણાંનો માસુમ માલિક હતો. તે હતભાગીણીએ તમોને આપી...... હાય !! તેને......મારા માસુમને......ગરીબ બનાવી દીધો. મારી હાલત ખરાબ કરી નાંખી છે. હવે મને જીવવાની આશા નથી. હું મરતી જાઉં છું ને મારા ગરીબ......માસુમને મારતી જાઉં છું."

" જાઓ તમો બન્ને જહન્નમમાં. ચાલ હમણા ને હમણાં બસે રૂપીઆ લાવ."

" શરમાવો. શરમાવો. પુરૂષ થઇ સ્ત્રી પાસે માંગો છો."

લુચ્ચી મારી સામી બોલે છે." તારા પહેલાના ઘરડા પતિને છેતરવા પામી તેમ મને નહિ છેતરે સમજી."

" શું ? "

" શું ? તારો મરનાર પતિ વૃદ્ધનો હતો. તો પછી આ બાળક જે માસુમ નામે છે તે કયાંથી લાવી. તે હરામનો છે."

" મારા શિયલ ઉપર ડાઘ ના લગાડો. ખુદાને જવાબ આપવો પડશે. "

" લેતી જા. તે પહેલાં તને જવાબ આપી દઉં" એટલું બોલી એક લાકડી હાથમાં લઇ મેહમુદાને બે ત્રણ લગાવી દીધી, મેહમુદા જમીન ઉપર આલોટવા લાગી. પોતાંની માતાને માર પડતી જોઇ માસુમ એકદમ શેરખાં ઉપર કુદી પડયો અને તેના ખભામાં એક બચકું ભર્યું. આથી મહેમુદાને મુકી બીચારા માસુમને ઉચકી સામી ભીતમાં દઇ માર્યો. આથી બીમાર મેહમુદા તેને વલગી પડી.

"લેતી જા છીનાલ" બોલતાંજ શેરખાંએ તેને પણ ઉચકી પટકી મારી. અશક્ત મેહમુદા પછડાઇ. તેનું માથું લોઢાના પલંગના

પાયા સાથે અથડાયું. માથું ફાટી ગયું. મેહમુદા બેભાન થઇ ગઇ. આ સમયને લાભ લઇ દારૂડીઆ શેરખાંએ મેહમુદાના એક હજારના દાગીના ઉતારી લીધા ને લુગડા બદલી પસાર થઇ ગયો.

શેરખાંને ગએ થોડો સમય થયો હશે કે માસુમ શુદ્ધિમાં આવ્યો અને "મારી માને બચાવો. માતા...તમો કયાં છો" બોલ્યો, પણ કોઇ મદદે પણ ના આવ્યો. તેમ તેની માતા પણ બોલી નહિ. આથી માસુમ બેઠો થઇ ગયો ને આજુ બાજુ જોવા લાગ્યો. તો પોતાની માતાને ચતીપાટ પડેલી જોઇ તે ગભરાઇ ગયો. તે તેની પાસે દોડી ગયો. ત્યારે તેની માતાના મસ્તકમાંથી લોહી વહી રહ્યું હતું. તે મસ્ત આગળ બેસી ગયો, રડી પડયો.

"માતા, મા...તા, આ...લોહી કેવું? તમો કેમ બોલતા...નથી. જુવો. જુવો. તમારો...માસુમ...તમારી આગળ બેઠો છે, તમોને બોલાવે છે... તમો કેમ બોલતા નથી. શું?...તમો...મા...રા ઉપર ગુસ્સે થઇ...ગયા. શું...મારા...રડવા...ઉપર...તમોને દયા નથી. હાય!! માતા માતા મારૂં...શું થશે. હું કયાં જઇશ. મને પ્રેમથી કોણ... બોલાવશે, મને...મને...પાસે પણ ઉભો નહિ...રાખે........'

માસુમ મેહમુદાના ઘા ઉપર હાથ મુકી તેને દબાવવા લાગ્યો કે વખતે લોહી બંધ થઇ જાય, પણ લોહી બંધ થયું નહિ. તેના હાથ લોહીથી ખરડાયા તેથી તે પેહરનથી લુછવા લાગ્યો. અને તે હાથેથી ઘા આગળ હાથ મુકી મુકી દબાવવા લાગ્યો. વચમાં વચમાં તે રડતાં રડતાં મેહમુદાને બોલાવતો હતો. અને પોક પાડી પાડીને રડતો હતો. માસુમના હૃદય ભેદક રૂદનથી ગમે તેવાનું દિલ પીગળી જાય તેમ હતું. બહાર લોકો સાંભળતાં હતાં, તો પણ શેરખાંના ખરાબ સ્વભાવના કારણે કોઇ અંદર જવાની હીમત કરતો નોહતો, પણ

જ્યારે માંસુમ વધારે વધારે રડવા લાગ્યો. ત્યારે એ પુરૂષો હિમત કરી અંદર આવ્યા. અને મેહમુદાની આવી હાલત જોઇ તેમના કહેવાથી આડોશી-પાડોશી દોડી આવ્યા ને તેની સારવાર કરવા લાગ્યા.

છેવટે મહેમુદા શુદ્ધિમાં આવી કે "મારા માસુમને બચાવો કોઈ દોડો દોડો........"

"માતા હું આ રહ્યો" બોલતાંજ પાછો માસુમ મેહમુદાને વલગી પડયો. આથી સર્વે હાજર રહેનાર રડી પડયા.

"બેટા મારા ગરીબ માસુમ તને કયાં વાગ્યું છે"

"માતા માતા. મને કાંઇ વાગ્યું નથી આપને........"

"હા. હા. પા......પા.......પાણી."

એક સ્ત્રીએ તેને પાણી પાયું. મેહમુદાએ ચારે બાજુ જોયું. તો સર્વે સ્ત્રીઓ તેના જોવામાં આવી તેથી તે ઉદ્દેશી બોલવા લાગી.

બહેનો. હવે...હું જીવી...શકું. તેવી આશા......નથી. મેં કોઇનું......ક...હ્યું. મા......ન્યુ...નહિ. મારી વડીલ...દાઇએ... મને સમજા......વવામાં કસર નોહતી કરી. પણ હાય........... હું પૈસાદાર હતી. સુખી...હતી; પરંતુ હાલ હાય!! ખુદા......હું લુટાઇ ગઇ. હું મરૂં છું ને મારા ગરીબ......માસુમને...મારતી જાઉં છું. મારા લાલ. મારા બેટા...માસુમ. મને માફ કર. મેં પાપણીએ......તારૂં સત્યાનાશ......વા...ળી નાંખ્યું છે. મેં માતા થઇ......હાય! હાય! ગઝબ કર્યો! હે ખુદા મને......માફ......કરજે. મેં આવો...!...વિચાર સરખો...પણ કર્યો. નો હતો. માસુમ તું કયાં છે?

"માતા...હું આ રહ્યો" રડતાં રડતાં કહ્યું.

"તું રડે છે"

"ના. માં."

હાય! મેંજ તને રડતો કર્યો. હાય! તારૂં શું થશે. માસુમ મારા ગરીબ માસુમ આજ ઇદના દહાડે. મોહરમ કેવા!

આવું બોલતાં મેહમુદાનો શ્વાસ રૂંધાવવા લાગ્યો. તેણે પોતાના બન્ને હાથ ઉંચા કરી જોડયા અને સર્વેની સામાં જોયું. સર્વેની આંખમાંથી આંસુ નીકળી પડયા. એવામાં પાછળથી એક સ્ત્રી માર્ગ કરતી કરતી ઉતાવળી અંદર દાખલ થઇ અને "બેટા માસુમ" કહી તેને ઉપાડી લીધો.

"કોણ દાદી રજીયા."

"હા. મારા ગરીબ માસુમ"

દાદી. મારી મા......રી......માતાને બચાવો. હાય હવે મને પ્રેમથી કો......ણ બોલાવશે......દાદી. જુવો મા......રી... માતા...તમોને બોલા...વે છે."

રજીયા તેની પાસે ગઇ. આ વખતે પણ તેણે હાથ જોડેલા હતા. તે રજીયા સામાં નમાવ્યા, અને પોતાની સર્વે શક્તિ એકઠી કરી. તે બોલી. "મા...રા...ગરી...બ મા...સુ...મની સં...... સંભાળ રા...ખજે."

"દીકરી મેહમુદા કલમો પઢ"

"મારો મા......સુમ."

"તું ના ઘભરા. તેના સંબંધી ફીકર ના કર. હું તેનો જુમ્મો મારા માથે લાઉં છું"

"ખુદા.........ત...મા...રૂં...ભલું...કરે.

મેહમુદાએ ઇશારો કર્યો તેથી માસુમ ને તેની પાસે લઇ ગયા. માસુમ તેની પાસે બેસી ગયો. અનુભવી રજીયા ચેતી ગઇ. તે બોલી. "બેટા માસુમ તારી માતા તને છેલ્લીવારનો પ્રેમ કરવા માંગે છે. તારૂં મુખ તેના મુખ આગળ લઇ જા." માસુમે તેમ કર્યું. મેહમુદાએ એક ચુંમ્બી લીધી અને તે સાથે તેના પ્રાણ પરલોકે સિધાવી ગયા. અરે! હાય! બકરી ઈદના દહાડે બીચારા માસુમની માતાની કુરબાની થઈ ગઇ. અને માસુમની ઇદ!!! મહોરમમાં બદલાઇ ગઇ.

# એકજ ભૂલ.

સંધ્યા સમય થવા છતાં એક યુવક જેને હમણા સુંછનો દોરો પણ ફુટયો નથી. પોતાના મુસલ શહેરમાં આવેલા મકાનની અગાસી ઉપર કંઇ ચિન્તામાં પડી ગયો હોય તેમ લાગે છે. જાણે કોઈ ભારે ચિન્તા તેના મગજમાં ઘુસી ન ગઇ હોય તેમ તેનું મસ્તક નમ્યું તે નમ્યું ઉચું થયુંજ નહિ. તે પોતાનું મસ્તક ઉંચું કરશે કે કેમ તેના માટે શંકા હતી. નમેલા મસ્તકે તે નિશ્વાસો નાંખતો હતો, તેણે પોતાનો ગુલાબી હોઠ દાંતમાં દબાવ્યો હતો. દબાણના કારણે તેમાં વધુ ગુલાબી લાલાસ મલતો રંગ આવી ગયો હતો. આમ કેટલી વાર ચિન્તામાં નમેલા મસ્તકે તે નિશ્વાસો નાંખ્યા પછી "હે ખુદા હું શું કરૂં?" આટલું કહેતાં તેણે પોતાનું મસ્તક ઉચું કરી આકાશ સામાં જોયું. આ વખતે પણ તેણે એક નિશ્વાસ નાંખ્યો. ઉભો થઇ ગયો અને કાંઇ ગણગણવા લાગ્યો; પરંતુ વધુ વિચાર આવતાં તે નીચે મુજબ બોલવા લાગ્યો.

"હાય! આ શું? લોકો શું કહે છે! હાય! આ અપમાન... ખુદા આના કરતાં તો મૃત્યુ ઉત્તમ. હું કોને કહું અને કયાં જાઉં? પુછાય પણ કોને? અને કહેવાય પણ કેવી રીતે? હે ખુદા આ પ્રશ્નનો તોડ લાવવાને કાંઇ સાધન હશે અરે હાય! તે શી રીતે મનાય."

"ત્યારે શું લોકો ખોટું બોલતા હશે. એમનું મેં શું બગાડયું છે? કાંઇ નહિ. તો પછી આમ કેમ. હાય! હાય! હું કંઈનો ન રહયો. મેં તેને આના સંબંધ ઘણી વાર પુછયું પણ અરે! દરેક વખતે તે મારા પ્રશ્નના જવાબમાં કાંઇ પણ સંતોષકારક ખુલાસો જણાવી

શકી નહિ. નહિ. તેણે તેમ કર્યું નહિ. દરેક વખતે મારો પ્રશ્નને તેણે ઉડાવી દીધો છે; આમ શા માટે ? શું લોકો કહે છે, તે વાત સત્ય હશે ? ના ન. તેમતો નાજ હોઇ શકે, શું કાંઇ સોનું કથીર થઇ શકે છે.

" બસ, બસ, હવે મારા માટે મુસલ શહેર ભલે બીજાઓને સ્વર્ગ સમાન હોય પણ મારા માટે તો નર્ક સમાન છે. હું હવે મુસલમાં નહિ રહું ગમે ત્યાં ચાલ્યો જઇશ. મારા ભાગ્ય લઇ જશે ત્યાં જતો રહીશ."

" ક્યાં જતો રહીશ પુત્ર "

" કોણ માતા ! તમો અત્રે ક્યાંથી ?"

" ખાવાનો સમય થયો પણ તું આવ્યો નહિં માટે હું તને બોલાવવા આવી. પણ મારા લાલ જાફર તું ક્યાં જતો રહીશ. !"

" માતા ! "

" કેમ શું છે ?"

"હુ ક્યાંએ જતો રહીશ. મારા ભાગ્ય જ્યાં દોરશે ત્યાં જઇશ ! પણ મુસલમાં નહિ રહું. " તે મારા માટે નર્ક સમાન છે.',

" કારણ ? "

" તે મને ના પુછો, તે વાત યાદ : આવતાં મારા હૃદયના કકડા થઈ જાય છે. માતા, માતા. બસ મને ના પુછો. " તમારા કારણે મારા આ હાલ થયા છે. તમારા કારણે મારે મુસલ મુકવું છે."

" મારા કારણે મુસલ મુકવાનું કારણ ? "

"હા, માતા હા. હવે હું કોઇને મુખ દેખાડવા લાયક પણ નથી."

" કારણ ? "

"માતા, જુઓ. સાંભળો આજ પ્રશ્ન મેં ઘણી વાર તમારી આગળ મૂક્યો છે. આજે તેજ પ્રશ્ન તમારા આગળ મુકું છું. તમારે આજે આ પ્રશ્નનો ઉત્તર આપવોજ પડશે, બતાવો મારા પિતા કોણ છે?" બોલતાં તે માતા સામે તાકીને જોઇ રહ્યો.

"બેટા જાફર તે પ્રશ્ન હું જાણી જોઇને ઉડાવતી હતી; પરંતુ મારા લાલ તું અરબસ્તાનના શરીફ ખાનદાનનો પુત્ર છે—

"હેં!"

"હા. અને હાશમી વંશમાં છે."

"મારા પિતાનું નામ"

"અબદુલ્લાહ બીન મુહમ્મદ"

"તે અહીં શી રીતે આવ્યા?"

"તો પુત્ર સાંભળ, તેઓ બની ઉમૈયાની બીકથી નાસતા ફરતા હતા, તેઓ કેટલાક દીવસ મુસલમાં આવી સંતાયા હતા. તેમણે મારી સાથે નીકાહ કર્યો, પરંતુ તમારા પેદા થતા પહેલાં તેમને મુસલ મુકવાની ફરજ આવી પડી. ત્યાર પછી તેઓના તરફથી કોઇ પ્રકારના પણ સમાચાર આવ્યા નથી. કાંઇ પત્તો લાગ્યો નથી કે ક્યાં ગયા."

"જગતમાં તમારી આ વાતને કોણ માનશે માતા."

"તે માટે તો હું તને કહેતી નોહતી."

"તમારી પાસે આની કાંઇ સબેતી છે?"

"હા છે. જતી વખતે તેઓ મને પોતાના હાથે એક પત્ર લખી આપતા ગયા છે, અને કહ્યું હતું કે જ્યારે તમો સાંભલો કે હાશમી વંશમાં ખિલાફત આવી છે, ત્યારે આ પત્ર ખલિફા ઉપર મોકલી દેજો"

"તે ક્યાં છે?"

"તે બતાવું" આટલું કહેતું જાફરની માતા ઘણી ઝડપથી ચાલી ગઇ અને તરત એક નાની પેટી લઇને આવી. તેને ઉઘાડી તેમાંથી એ રેશમી રૂમાલમાં વીંટેલો પત્ર કાઢી જાફરના હાથમાં મુકયો. જાફર તેને ધ્યાન પુર્વક વાંચવા લાગ્યો આ વખતે જાફરની માતાની આંખમાંથી આંસુ વહી રહ્યા હતા, તે રડી રહી હતી, જ્યારે તે વાંચી રહયો ત્યાર પછી બોલ્યો. "માતા તમો સાચાછો. પવિત્રછો. લોકો જુઠાછે." તેની માતા કાંઇ બોલી નહિ આથી જાફરે માતાના મુખ સામાં જોયું ને પ્રશ્ન કર્યો "શું તું રડે છે. ?"

"હા મારા લાલ." કહેતાંજ તે જાફરને વળગી પડી ને મુખફાડ રડવા લાગી. જાફર પણ રડી પડયો. છેવટે ઉભરો શાન્ત થયો જાફરના માતા બોલી "બેટા, જા. જા. તને ભાગ્ય લઇ જાય ત્યાં જા, મુસલ્લ તારા માટે નર્ક છે,"

"હા મા. તમો સત્ય કહો છો"

"તો પુત્ર કાલે જજે."

( ૨ )

જાફરને તેની માતાએ કેળવણી આપવામાં કસર રાખી ન હતી; આથી તે જ્યાં જશે ત્યાં પગ પેસારો કરી શકશે એવી તેની માતાની માન્યતા નતી, ટુંકમાં તે બુગદાદ શરીફ ગયો, અને તે પોતાની વિધાના પ્રતાપે સરકારી નોકરીમાં અબુઐયુબ મીરમુન્સીના હાથ નીચે જગ્યા પણ મેળવવા પામ્યો. તેના અક્ષર ઘણાંજ સારા હતા, આથી એક દીવસે મનસુર ને કાંઈ લખાવવાની આવ્યશકતા પડી તેથી અબુઐયુબને કહેનડાવ્યું કે કોઇ સારા અક્ષરવાલા માણસને મારી પાસે મોકલો, આથી અબુઐયુબ જાફરની હોંશિયારી તથા સુંદર અક્ષરના કારણે તેને પોતાની સાથે લઇ મનસુરની સેવામાં હાજર થયો.

જાફર એક સ્વરૂપવાન યુવાન હતો, તેની મુખાકૃતિ મનમોહક હતી તે સાથે તેની રગોમાં હાશમી ખુન હતું. તેનું મુખ જોતાં કુદરતી રીતે મનસુરનું દિલ તેના તરફ લોભાયું. એક ગુપ્ત શક્તિ એ બન્ને ઉપર પોતાનો પ્રભાવ નાંખ્યો, આથી મનસુરે તેને પુછ્યું "તમારૂં નામ શું ?

"જાફર" જાફરે ઘણી નમ્રતાથી કહ્યું.

"ક્યાંના વતની છો."

"મુસલનો."

ત્યાર પછી મનસુરે જે લખવાનું હતું તે લખાવ્યું, તેનું લખાણ મનસુરને ઘણું પસંદ પડયું. આથી જ્યારે જ્યારે ખલીફાની જરૂર પડતી ત્યારે જાફરનેજ બોલાવવામાં આવતો.

હવે મનસુરની મમતા કુદરતી રીતે ધીમાં ધીમાં વધવા લાગી હતી. એકદીવસે મનસુરે પુછ્યું "હાં તમોએ તમારા પિતાનું નામ નહિ જણાવ્યું ? તમો કયાં વંશના પુત્ર છો. ?

"અમીરૂલ્લ મોમેનીન; મેં મારા પિતાની સુરત પણ જોઇ નથી. કે તે કેવા હતા. ત્યાર પછી જાફરે પોતાની માતાએ કહ્યું હતું તે કહી સંભાળાવ્યું તે સર્વે વારદાત સાંભરી મનસુરે સ્વરૂપવાન યુવાન જાફરને માથાથી પગ શુધી નિહાળ્યો, દિલમાં ઘણેદ ઉમળકો આવ્યો. અને મનમાં આવ્યું કે પોતાના પુત્રને છાતીએ લગાવી લે; પણ શાહ મહત્તાએ રોકયો, તેણે પોતાના દિલને મનાવ્યો રોકયો, અને કહ્યું, "હવે તો હાશમી વંશની સત્તા જામી ગઇ, તમારી માતાએ તે પત્ર તેના માલિકને પોહચાડયો ?

"નહિ મારી માતાએ વિચાર્યું કે તેમને મુલકો જીવતા તથા

રાજ્યના અટપટા કામોમાં એટલી નવરાસ ક્યાંને હશે કે આવા નજીવા કામો પ્રત્યે લક્ષ આપે."

"પરંતુ તમારી માતાએ પોતાના પતિની ઇચ્છા તો પૂર્ણ કરવી હતી."

"તેણે તેમ કર્યું નથી. અમીરૂલમોમેનીન"

"ત્યારે તમો તે પત્ર તમારી માતા પાસેથી મંગાવી લો. હું જો કહેશો તો તમારા પિતા જ્યાં હશે ત્યાં તે પત્ર પહોચાડી આપીશ."

"સારૂં હું ઘેર જઇ કોઇ માણસને મુસલ મોકલી મંગાવી લઇશ."

"સારૂં ત્યારે જાઓ પણ જલ્દી મંગાવજો," જાફરે હકારમાં જવાબ આપી સલામ કરી ચાલ્યો ગયો.

જાફર ઘેર જઇ પોતાના એક માણસને મોકલી પોતાની માતા પાસેથી તે પત્ર મંગાવી લીધો અને જ્યારે અમીરૂ-લ્લમોમેનીન પોતે યાદ કરે ત્યારે આપવાનો વિચાર કરી પોતાની પાસે રાખી મુક્યો.

( ૩ )

મનસુરની કૃપા તથા મહેરબાની જાફર ઉપર દીવસે દીવસે વધતી જતી હતી. તેના વગર કોઇની પાસેથી તે કામ લેતો નહિ. જેટલા જેટલા ફરમાનો જારી થતાં તે જાફરનાજ હાથે રવાના થતાં હતાં. અર્થાત તે ખલીફાનો જમણો હાથ બની ગયો હતો. આથી કેટલીવાર ખલીફાના કામમાં સલાહ પણ આપતો હતો; ખરૂં ખોટું બતાવતો. આવી રીતે થોડા સમયમાં કેટલાક વજીરો પણ નકામાં પડી ગયા. રાજ્યનો સર્વે કારોબાર હવે જાફરના હાથેજ થતો હતો.

જાફરની આવા પ્રકારની ઉન્નતિ જોઇ કેટલાક ઇર્ષાખોરો

બળવા લાગ્યા, મીર મુન્સી તો બળીને કોયલો થઇ જતો હતો; તેને સાલતું એ હતું કે નકામો થઈ ગયો હતો, તેને મનસુર કોઇ પણ પ્રસંગે બોલાવતો નહિ. જેમ જેમ દીવસ જતા હતા તેમ તેમ મીર મીન્શી અબુલ્મયુબની ઇર્ષા વધતી જતી હતી. તે કોઇ પણ રીતે જાફરને ઉખાડી નાંખવા માંગતો હતો.

એક દીવસે અમીરૂલ્લમોમેનીને જાફરને બોલાવી કહ્યું "તમે તમારી માતા પાસેથી પત્ર મંગાવ્યો ?"

"હા નામદાર"

"ક્યાં છે"

"જી. આ રહ્યો, હાજર છે." કેહતાં તે પત્ર તેણે પોતાના ખીસામાંથી કાઢી મનસુર આગળ મુકયો. પત્ર જોતાંજ મનસુરની હાલત બદલાઈ ગઇ. તેના હૃદયના ધપકાર વધવા લાગ્યા. તેના મુખ ઉપર લાલાશ આવી ગઇ. બાલો જાફર મનસુરના મુખ સામાં જોતો પણ કાંઇ સમજી શકતો નોહતો. મનસુરને સર્વે વાત યાદ આવી ગઇ. તેની આંખમાંથી હર્ષના આંસુના બે બુંદ સરી પડી, મનમાં આવ્યું કે તેને છાતી સાથે લગાવી લે; પણ બીજીવાર છાતી કઠણ કરી આ વાત ઉપર મનને મનાવી લીધું કે આમ આની સાથે જાહેર થતાં તેની માતા આવતાં જાહેર થવામાં વધુ આનંદ મળશે.

આ સમયે મનસુરના મનમાં વિચાર ઉદભવ્યો કે "અહા ! તે સમય કે દેખાવ કેવો ઉત્તમ થશે કે જ્યારે તે બન્ને મને એકી સાથ મળશે. તે(જાફરની માં) પોતાના વીખુટા પડેલા પતિથી મળશે. પુત્ર પોતાના પિતાના ગલે લાગશે. અહા ! જ્યારે તેઓ બન્ને મને જ્યારે એક જબરો બાદશાહ અને ખલીફા જોશે, તે વખતે તેમના અંતઃકરણમાં કેવા પ્રકારનો આનંદ થશે! કેવો સુંદર દેખાવ બનશે!" આટલા વિચારો ઉદ્દભવતાં મનસુરે

પોતાના હૃદયને પત્થરનું બનાવી કહ્યું. "ત્યારે તમો તમારી માતાને પણ અહીંયાં બોલાવી લો "

"તેનું અહિં શું કામ છે. અમીરૂલમોમેનીન ?"

"મારે તેમને બે ત્રણ વાતો પૂછવી છે; ત્યાં પછી જો પતો લાગ્યો તો હું જરૂર તમારા પિતા સાથે મેળવી આપીશ."

"મારા પિતા ! હાય ! તે કયાં હશે? ન હું તેમનું નામ જાણું છું. ના મેં તેમને જોયા છે. મુસલ મારે તેમના કારણે મુકવું પડયું છે."

"તમારા પિતાના કારણે ?"

"હા. મારા માલિક."

"તે કેવી રીતે ?"

"આ વાત ના પૂછો. મારા સરદાર! મારા માલિક! આ વાત ના પૂછો. તેનો વિચાર થતાં હું ધ્રુજી જાઉં છું. જોકે મને ખાતરી થઇ ગઇ છે કે મારી માતા પાક દામન છે પરંતુ હાય ! મુસલના લોકો મારી પવિત્ર માતાને અપવિત્ર ગણે છે. હું જગતને શું કહું ?સાબેની મારી પાસે મોજુદ છે, પણ લોકો તેનાઉપર વિશ્વાસ કેવી રીતે લાવે? હું એકવાર મારા પિતાને જોઇ લઉં કે લોકોને બતાવી આપું કે જુઓ મારો પિતા આ છે, અને આવો છે. મારી જીંદગીનું આટલું સાફલ્ય મળશે તો પછી મૃત્યુ પણ મને ભેટશે તો હું આનંદ સાથે ભેટીશ, પણ હાય મારા પિતા કયાં !"

આટલું બોલતાં બોલતાં તો જાફર રડી પડયો, પણ મનસુરનું પત્થરનું બનાવેલું હૃદય ના પીગળ્યું. તે પણ શુ કરે ? ભાવી પ્રબળ છે. લખ્યા લેખ મીથ્યા કોણ કરનાર છે. લેખ ઉપર મેખ મારનાર તો કોઇ વિરલાજ હોય છે.

"જાવો હું તમોને ખાતરી આપું છું કે તમારી માતા આવતાં તમારા પિતાનો પ-તો લાગી જશે." મનસુરે કહ્યું.

"આપ ખાતરી પૂર્વક કહો છો ?"

"હા."

"શું ત્યારે તમે મારા પિતાને ઓળખો છો. બતાવો બતાવો. મારા પિતા ક્યાં છે?" પોતાના બન્ને હાથ મનસુર સામા નમ્રતા સાથે લાંબા કરી કહ્યું.

"પણ તમારી માતાના આવ્યા વગર સર્વે નકામું છે,"

"ત્યારે હું જ જઇ મારી માતાને તરત બોલાવી લાવું છું."

"હા. સીધાવો અને જેમ બને તેમ જલ્દી આવશો."

"સારૂં. મારા સરદાર ટુંકમાં, આવ્યો સમજો"

મનસુર તથા જાફરના અંતઃકરણો આનંદમાં નાચી રહ્યા હતા પણ કોને ખબર છે કે કુદરત શું કરી રહી છે અને શું કરશે? તેનાથી મનુષ્ય અજાણ છે. ખરી રીતે અજાણ રહેવામાંજ આનંદ છે. તેમાંજ લાભ છે.

(૪)

જાફરને ગયાને આજે એક માસ થયો છે પણ તે ગયો તે ગયો પાછો દેખાયો નહિ. મનસુર દરરોજ જાફર તથા તેની માતાની વાટ જોતો પણ તે દરેક વખતે નિરાશ થતો. આખરે તેણે તેની તપાસ માટે મુસલ માણસ મોકલ્યો. તે તેની માતાને મળી આવ્યો પણ જાફરનો કાંઇ પત્તો લાગ્યો નહિ. જાફરની માતા* પોતાના પુત્રના ગુમ થવાની વાત સાંભળી ગભરાઇ ગઇ, અને કેટલા દીવસ પછી તેની ફરીયાદ કરવા ખલીફાના દરબારમાં જઇ દાદ મેળવવા ઠરાવ કરી દરબારમાં હાજર થવા વિચાર કર્યો. તે મુસલ મુકી ખલીફાના દરબારમાં ચાલી.

આ બાજુ જાફરનો પતો લગાડવા મનસુરે જાસુસોને રોકી દીધા હતા, અને તેનો ગમે તેવો પત્તો મેળવી આપશે તો ભારે ઇનામ આપવાની કબુલાત આપી હતી. અર્થાત ટુંક સમયમાં જાસુસોએ સર્વે પ્રકારની તપાસ કરી તેનો રિપોર્ટ મનસુર આગળ મુકવાનો ઠર્યો.

---

* જાફરની માતાની વાત જે અત્રેથી શરૂ થાય છે તેના સંબધી ઐતિહાસિક પુરાવો મારી નજરે ચઢયો નથી.

મનસુર આ રિપોર્ટ જાસુસના કહેવાથી દરબારમાં લેવાનું નક્કી થયું હતું તેથી મનસુરે એક ખાસ દરબાર બોલાવ્યો હતો તેમાં સર્વે અમીર ઉમરાવો હાજર હતા. આખા દરબારમાં શાન્તિ પ્રસરેલી હતી. કે ચોબદારે મનસુરને સલામ કરી કહ્યું "જાસુસ દરબારમાં આવવા રજા માંગે છે સરકાર."

"જાવો તેનીજ વાટ જોવાય છે. જલ્દી બોલાવી" મનસુરે કહ્યું.

ચોબદાર પળવારમાં જાસુસને બોલાવીપાછો આવ્યો મનસુરે જાસુસને સલામ તથા દરબારી એહકામ બજાવવાની પણ ફુરસદ ના આપતાં પ્રશ્ન કર્યો કે "શું તમારી તપાસ પૂર્ણ થઇ ગઇ? બતાવ જાફર કયાં છે?

"નામદાર મારી તપાસ પૂર્ણ થઇ ગઇ, પણ જાફર કયાં છે તે હું કેવી રીતે કહું?"

"કેમ?"

"જાફરનું ખુન?"

"શું જાફરનું ખુન કરવામાં આવ્યું છે! કોણે ખુન કર્યું? બતાવ. બતાવ. તેનો બદલો લેવા આ તલવાર તૈયાર છે" બોલતાંજ મનસુર ઉઘાડી તલવાર લઇ ઉભો થઇ ગયો. તેટલામાં દરબારની બહાર એક હૃદય ભેદક રૂદન થતું જણાયું આથી મનસુરે પ્રશ્ન કર્યો "આ કોણ રડે છે?"

"નામદાર કોઇ સ્ત્રી છે અને ઇન્સાફ મેળવવા આવી છે" ચોબદારે તપાસ કરી કહ્યું.

"આ ખાસ દરબારમાં શા માટે દોડી આવી છે" મનસુરે કહ્યું

"જેનું સર્વસ્વ લુટી લેવામાં આવ્યું હોય તેની દાદ મેળવવા." રૂદન કરનાર સ્ત્રીતો રજા વગર દરબારમાં ધસી આવી અને મનસુરના પ્રશ્નનો ઉત્તર આપ્યો.

"તું કોણ છે?"

"તે હું પછી કહીશ, પણ શું તમોજ ખલીફતુલ મુસ્લેમીન છો. તમોજ આ ઉત્તમ પદને દીવાવનાર છો?"

"પણ છે શું ? કહેવાનું શું છે?"

"બતાવો મારો જાફર ક્યાં છે?"

"હાલ તેનીજ તપાસ ચાલે છે" આટલું કહેતાં મનસુરે છુપી પોલિસના અમલદારને ઉદેશી કહ્યું, બોલો જાફરનુંજખુન કેવી રીતે થયું?"

"નામદાર આપના મીર મુન્શી અબુઐયુબ મુરયાની તેના ઉપર હસદ કરતો હતો તેનું કારણ એ કે આપ નામદારની તેના ઉપર દીવસે દીવસે વધુ મ્હેરબાની હતી હતી અને આથી મીર મુન્શીની મહત્તા ઘણીજ ઘટી ગઇ હતી. જ્યારે મીર મુન્શીનુ કાંઇ ચાલ્યું નહિ ત્યારે તે જાફરનો શત્રુ અને જાનનો પ્યાસો થઇ ગયો. તે ત્યાં સુધી કે જ્યારે તે આપની રજા લઇ પોતાના દેશ જતો હતો, ત્યારે માર્ગમાં મારા મોકલી મીર મુન્શીએ મરાવી નાંખ્યો."

"શું મારો મીર મુન્શી આવું કરે ? નહિ. કદાપિ નહિ." મનસુરે તાજુબ થઇ કહ્યું.

"હા. હજુર હું નિર્દોષ છું. આમાં દગો છે." મીરમુન્શીએ હાથ જોડી ઉભા થઇ કહ્યું

"ત્યારે આ ચીઠ્ઠી કોની છે ? પોલિસ અમલદારે બતાવી.

"આતો મીરમુન્શીની લખેલી જણાય છે" મનસુરે કહ્યું

"એટલુંજ નહિ પણ નામદાર ખુન કરવાને પણ મેં કેદ કરી અહીં હાજર રાખયો છે."

'શું ખરેખર મારી જીંદગીની કમાઇ, મારો લાલ માર્યોજ ગયો" કહેતાંજ આવનાર જાફરની માતા બેહોશ થઇ પડી ગઇ.

ટુંકામાં તપાસ ચાલી મીરનુન્શીના સામાં એવી સાબેતીઓ આવીને પડી હતી કે તે પોતાનો ગુનોહ સંતાડી શકયો નહિ, તેને લાગ્યું કે હવે હું પકડાઇ ગયો છું. તેથી તેણે માફી મેળવવા કહ્યું નામદાર મારા પર દયા, રહેમ.—'

"ચુપ નીમક હકામ દગાબાઝ ઝાલિમ ! તારા ઉપર મારાં ઘણાં ઉપકારો હતા ને છે. મેં તને ઇઝઝત આપી. સત્તા આપી. તારા વિશ્વાસ કર્યો, તને ગરીબથી અમીર બનાવ્યો, અને આ સર્વે ઉપકારોનો બદલો એ મળ્યો કે તેં મારા હોવનહાર પુત્ર મારા દિલના કકડાના, મારા પુત્રના પ્રાણ લીધા. ખાસ મારૂંજ ઘર બાળી નાંખ્યું ! અફસોસ ! હું આનો ગમે તેટલો ભયંકર બદલો લઇશ પણ મારૂં હૃદય શાન્ત થશે નહિ. તેં જે જાફરને મારી નાંખ્યો તે મારો પુત્ર અને તે ઘણો વ્હાલો પુત્ર હતો."

"અમીરૂલ મોમેનિન મને ખબર નોહતી કે તે આપના પુત્ર હતા. મારા ઉપર દયા લાવો."

"પરંતુ હે ! નીમકહરામ તારા લોહીથી ખરડાયલા હાથે મારા દિલમાં એવી આગ લગાવી દીધી છે કે તારી કતલ વગર તે હોલવાય તેમ નથી" આમ કહેતાંજ હુકમ કર્યો કે "તેનું મસ્તક કાપી નાખો."

હુકમનીજ વાર હતી. તે દયા દયા પોકારતોજ રહ્યો ને જલ્લાદે તેનું મસ્તક ધડથી જુદું કરી નાંખ્યું. આ વાકય વાચતાં જેટલો સમય જાય તેના કરતાં ઓછા સમયમાં આ દેખાવ બની ગયો. તેના મૃત્યુ પછી તેના સર્વે ભાઇ ભત્રીજાઓને કેદ કરી લેવામાં આવ્યા, અને તેના ઘરબાર, માલ મિલકત વગેરે જપ્ત કરી લેવામાં આવ્યા.

અહા ! મનસુરની એક ભૂલે તેના પુત્રનો ભોગ લીધો, અથવા બાદશાહની કૃપા તેજ શત્રુ બની.

મનસુરે જાફરની માતાને સમજાવવામાં બાકી રાખ્યું નહિ. પણ તેનું મન ના માન્યું. જેનો એકનો એક પુત્ર આમ માર્યો જાય, તેને શાન્તિ શી રીતે વળે? ખુદા કોઇ પણ માતાને પુત્રનો વિયોગ ના દેખાડે. આ પ્રસંગ ઘણો ભયંકર છે, સમય જતાં એક સાથે હળીમળીને રહ્યા, પણ જાફરની યાદ ભુલાતી નોહતી.

---

# તરૂણીના તરંગ કીંવા ચિતોડનું સૌંદર્ય

## ના સંબંધમાં

## મળેલા અભિપ્રાયો.

૧

"તરૂણીના તરંગ" મી. બાનવાનું પ્હેલવ્હેલું વાર્તિક પુસ્તક છે. જે હાલમાંજ બહાર પાડવામા આવ્યું છે. તેઓ હવે પછી એ પ્રવૃતિ એકધારી હાથ ધરવાના છે આ પુસ્તકમાં સમ્રાટ ઔરંગજેબના સમયમાંની ચિતોડની યુદ્ધ-ઘટનાને લઇ વાર્તાનું ગુથણુ ગુંથવામાં આવ્યું છે, જેમાં રાજપુતો અને શિવાજીને લગતા પ્રસંગોએ સમાઇ જાય છે."

" આ વાર્તાને ૩૮ પ્રકરણોમાં વ્હેંચી નાંખી લગભગ ૩૦૦ પાનાનું વૃંચન આપવામાં આવ્યું છે. ભાષા સાદી, શુદ્ધ અને સરળ છે. તેની શલી વાંચકોનો એકધારો રસ જાગવી રાખે છે. મુસ્લિમ ગુજરાતી સાહિત્યમાં મૌલિક ઐતિહાસિક વાર્તા લખવાનો આ પ્રયોગ પ્રથમ તબ્બકેનો છે, અને તેમાં મી. બાનવા જે વિજય મેળવ્યો છે તે તેઓમાં સર્વથા યોગ્ય છે. અત્યાર અગાઉ એવી ઐતિહાસીક વાર્તાઓ ઉર્દુ વાર્તાના ભાષાંતર રૂપેજ મુસ્લિમ વર્ગ મેળવી શકતો હતો. મૌલિક સર્જનનો સ્વાદ વાંચકવર્ગની લાંબા સમયથી જે ઇચ્છા હતી તે તેથી પુરી પડી છે એમ કહીએ તો કાંઇપણ અતિશ્યોકિત નથી. **મુસ્લિમ વાંચક સમુહમાં તે ઉત્સાહ સાથે વંચાશે. મુસ્લિમ સાહિત્ય વીલાસી શ્રીમંતો અને સંસ્થાઓ તેનો ઘટતો ટેકો આપી મી. બાનવાના સાહસને ભવિષ્યમાં પ્રગતીનો માર્ગ કરી આપશે એવી આશા રાખવી વ્યર્થ જશે નહી."**

"આ વાર્તાની ખાસ આકર્ષક વસ્તુ તેની પ્રસ્તાવના છે. તેમાં વિદ્વત્તાથી મુસ્લિમ રાજ્યકાળ વિષે જે આક્ષેપો કેટલાક વિધર્મી અને ખાસ કરી હિન્દુઓ તરફથી કરવામાં આવે છે, તેનો શિષ્ટતાથી ઉત્તર આપેલો છે, અને વાંચકવર્ગને અભ્યાસ માટે એક ક્ષેત્ર તેઓ ખુલ્લું કરે છે. યુરોપીયન ઇતિહાસકારો ધર્મ, રાજ્યના સ્વાર્થ, જોઇતા સાધનની ખામી અથવા બીજા કારણોએ પોતાની વિશિષ્ટ દ્રષ્ટિથી હિંદના ઇતીહાસ પ્રત્યે કલમ ચલાવી છે તેથી કેટલા અનર્થો થવા પામ્યા છે. હિંદી જનસમાજમાં કેટલાક ખોટા વિચારોનો પ્રચાર થવાને તેથી ટેકો મળ્યો છે. અલબત આટલું છતાં કેટલાક યુરોપીયન ઇતહાસકારોએ સ્વતંત્ર સમાલોચનાનેયે જતી કરી નથી, તેમજ વસ્તુસ્થિતિનું ખરૂં દર્શન તેમાંથી કેટલેક અંશે મેળવી શકાય છે. આ બંને દ્રષ્ટિબીંદુ સમયમાં હિંદુઓ પર અત્યાચાર થયો છે એવી બંને પ્રજાને લડાવી મારવાની વસ્તુસ્થિતિ જાળ તેથી ખુલ્લી પડી જાય છે. આ ધોખાના લીધેજ કેટલાક હિંદુભાઇઓને મુસ્લિમો વિરૂદ્ધ ઉશ્કેરણી ફેલાવવાનું કારણ મળ્યું છે. મી. ઠક્કુરનું વાર્તા સાહિત્ય તે પૈકીનું ગણી લઇએ તો કાંઇ ખોટું કહેવાય નહીં, કારણ તેમની શૈલી ભાષા અને વલણે હિંદુ–મુસ્લિમ પ્રજામાં ઝેરવેર વધારવાનું જ કામ કર્યું છે. મુસ્લિમોને તેથી ઉશ્કેરણીનું વ્યાજબી કારણ મળ્યું છે, એ જોઈ શકાય છે. "તરૂણીના તરંગમાં"માં તે પદ્ધતિને "ટીટ ફોર ટેટ"ની નીતિથી કાર્ય લેવાયલું જોવામાં આવે છે. મી. ઠક્કુરના સાહિત્યના જવાબ તરીકે તેને ગણીએ તો અલબત તે વ્યાજબી કહેવાય. છેવટમાં મી. બાનવાને આ સાહસ માટે ધન્યવાદ આપી તેઓ કોમની સાત્વિક સેવા બજાવવામાં ફળીભુત થાઓ એવી દુઆ ગુજારી શું."

"તંત્રીઃ ધી ઈસ્માઈલી"

૨

"મુગલ સલ્તનતાના મશહુર બાદશાહ ઔરંગઝેબના સમયની સંશોધિત ઐતિહાસિક રસિક નોવેલ છે. ઔરંગઝેબના જેટલા ઇતિહાસો પ્રત્યેક ભાષામાં જોવામાં આવશે એટલા બીજા કોઈ બાદશાહના ભાગ્યેજ જોવામાં આવશે. કારણ? કારણ સ્પષ્ટ અને ચોકખું છે કે ઓરંગઝેબ ઇસ્લામ મઝહબનો પાબંદ હતો. શરીઅત પ્રમાણે ચાલનારો હતો. આ ઇસ્લામની ચૂસ્તતા વિધર્મીઓને સાલી ઉઠી અને તેના પરિણામે ઔરંગઝેબને બની શકે એટલા પ્રયત્ને વગોવવામાં કચાસ રાખી નહિ. આ ઇર્ષાભરી વલણે ત્યાં સુધી પોતાની સત્તા જમાવી કે શાળા—પાઠશાળાઓમાં ખોટો ઇતિહાસ શીખાવા લાગ્યો.

"સર્વે બાદશાહોમાં તેજસ્વી, કર્ત્તવ્ય નિષ્ઠ, ઇન્સાફી, ઇમાનદાર હોય તો તે ઔરંગઝેબ હતો, આવા બાદશાહને ધર્મ ધર્મિષ્ટ હોવાથી બનાવટી તહોમતોથી ગેર કોમે સારી પેઠે નવાજ્યો છે, આ તહોમતોનો યથાચિત જવાબ આપવા આ વાર્તામાં પ્રયત્ન થયો છે અને તે કેટલેક અંશે સફળ પણ થયો છે મી. બાનવાનો આ પહેલો પ્રયાસ છે છતાં ભાષા સુંદર, સાદી અને સાફ છે. સિલસિલો મનોરંજક અને શૈલી આકર્ષક છે. અમો ઇચ્છાએ છીએ કે તેઓ ઐતિહાસિક જૂઠાણાં દ્વારા ફેલાવવામાં આવેલી અને આવતી મુસ્લિમો વિરૂદ્ધની ગેર સમજૂતિ આવા ઇતિહાસ રચી દૂર કરશે અને જનસમાજ પણ ઉત્તેજન આપી તેમના ઉત્સાહમાં વધારો કરી પોતાનું કર્ત્તવ્ય પૂર્ણ કરશે."

તંત્રી : મેમણ પ્રચારક

૩

"શહેનશાહ ઓરંગઝેબને બદનામ કરવાને ગુજરાતી ભાષામાં ઘણી નોવેલો લખાઇ છે, અને એ બધી હિંદુ મુસલમાનોમાં ઝેર

વેર વધારવા માટેજ લખાઇ છે: એવો બાનવાનો અભિપ્રાય છે. તેથી ઔરંગઝેબ શહેનશાહની સાચી પીછાન આપવા માટે તેમણે આ નોવેલ લખી છે."

"ઓરંગઝેબ વિષે તવારિખનવેશોમાં મતભેદ છે, પણ એ પાક-દિલ આદમી હતો એ વાત તો એનો દુશ્મન પણ મંજુર રાખશે. એની રાજનીતિથી મોગલ સલ્તનતનો અંત આવ્યો એમ ઘણા માને છે, અને એની કુટિલ રાજનીતિની નિંદા કરે છે. એ ગમે તેમ હોય પણ ગુજરાત તો ઓરંગઝેબનું ઋણી છે. અને એ હકિકત બાનવા સાહેબે પોતાની પ્રસ્તાવનામાં કેમ ન લખી એ તાજ્જુબી છે. શહેનશાહ ઓરંગઝેબનો જન્મ દાહોદમાં થયો હતો, તેથી તેણે ગુજરાતના સુબાને સીફારસ કરી હતી કે ગુજરાતની પ્રજાને–હિંદુ અને મુસ્લીમ તમામને રંજાડીશ તો મારી ખફગી તારૂં નિકંદન કાઢશે, અમે પોતે ઓરંગઝેબ બાદશાહને રાજકારણપટુ શહેનશાહ માનીએ છીએ. એ ચુસ્ત મુસ્લીમ હતો. માત્ર ૧૮ મા પ્રકરણની વસ્તુ જરા વિવેકપૂર્વક લખાઇ હોત તો આ નોવેલને અમે આવ-કારદાયક લેખત. લેખકનો સંગઠનીઓ તરફનો વિરોધ ઠેરઠેર દેખાય છે, અને હિંદુઓના સંગઠનો વારંવાર નિષ્ફળ ગયા છે એ આ નોવેલનો પ્રધાન સૂર છે."

"તંત્રીઃ સૌષ્ટમિત્ર"

૪

"હીંદુ અને વિદેશી ઇતિહાસકારોએ મોગલ વંશના બાદશાહો ઉપર જે જે દુષ્ટ આક્ષેપો કરી ન્યાયપ્રિય અને પ્રજાપાલક પાદશાહ અવરંગઝેબને જગતની દ્રીષ્ટિમાં હલકો ચીતર્યો છે! તે ના રદીયારૂપે આ પુસ્તકને ગણીશું તો તે અસ્થાને નહીજ કહેવાય. અવરંગઝેબના રાજ્યઅમલ તથા તેના બેટા સુલતાન મહમુદની કારકીરતીનો સચોટ પુરાવો આ પુસ્તકમાં તેના લેખકે રજુ કર્યો છે.

રાજદ્વારી તેમજ ગઇતીહાસિક ઘટનાઓ સાથે રજપુત રમણીઓના મુસ્લીમ શાહઝાદાઓ સાથેના પ્રેમ, પ્રેમ, માટે ભોગવવી પડતી આપતિઓ, અને એજ પ્રેમ માટે ધર્મોંધ માનવીઓ હઠીલાઇના કારણે કેવા બુરા પરિણામ આવવા પામે છે, તેનોસુંદર ચિતાર કરવામાં મી. બાનવાએ ભારે જેહમત ઉઠાવેલી જણાય છે. મી. બાનવાનો આ પ્રથમ પ્રયાસ છતાં તેમની હિંમત અને સાહસ માટે અમે તેમને ધન્યવાદ આપીએ છીએ.

"તંત્રીઃ **ખીલાફત**"

**૫**

"અવરંગઝેબના સમયના ઐતિહાસિક બનાવોને એમાં સંગ્રહિત કરવામાં આવ્યા. છે. અનેક નવલોમાં અવરંગઝેબને કાળો ચિતરવાનાં પ્રયત્નો કરવામાં આવ્યા છે. તેના સપ્રમાણ પ્રત્યુત્તર રૂપ આ પુસ્તક છે. અવરંગઝેબની કારકિર્દી સાથે તેના પુત્ર સુલ્તાન મહમદની જવાંમર્દીનો અચ્છો ચિતાર એ પુસ્તકમાં રજુ કર્યો છે. અખ્તરજહાં, કમલાદેવી મહમૂદે એક બીજાના પ્રેમ માટે કેવો કેવો આત્મ-ભોગ આપ્યો અને કેવાં કેવાં સંકટો સહન કર્યાં, તેનું વર્ણન તથા ભૂતપૂર્વનાં અનેક સંગઠનોની નિષ્ફળતાઓ સાબીત કરી છે. લેખકે વીરરસ સાથે શૃંગારનું સારૂં મિશ્રણ કરી કયાંક કયાંક કરૂણ રસની છાંટી વાંચક આલમને મુગ્ધ કરવાનો સફળ પ્રયત્ન કર્યો છે. મી. 'બાનવા' નો આ પ્રથમ પ્રયત્ન છે છતાં સફળતામાં અજોડ છે. ઠકકુરસાઇ **નિતી સામે મોરચો માંડનાર આ એકજ ઈસ્લામી લેખક** છે. એમની મુસ્લિમ ગૌરવ ગ્રંથમાળાને ઉત્તેજન આપવું. ૩૦૦ પાનાનું એ દળદાર પુસ્તક માટે દોઢ રૂપિયો વધુ પડતો નહિજ કહેવાય."

"તંત્રીઃ **સાદિક**"

# જાહેર ખબર

નહાવા માટે પવિત્ર સુગંધીદાર સાબુ જોઇતો હોય,
અળાઇઓ, દરેક પ્રકારની ખુજલીનો નાશ કરવો હોય,
ચામડીને સુંવાળીને મુલાયમ બનાવવી હોય,
તમારા વાળ રેશમ જેવા સુંવાળા બનાવવા હોય,
તમાંરા ખરી પડતા વાળો બચાવવા હોય,
સુંદરીની શોભા વાળ તે ટકાવી રાખવા હોય,

તો

## ગુલઝાર ટોઇલેટ સોપ

વાપરો.

કારણ ?

તેની ઉત્તમતા માટે ઘણાં અભિપ્રાયો મળેલા છે.
જથાબંધના ભાવ માટે પ્રાઇલીસ્ટ મંગાવો.

એમ. યુ. ઈસ્માઇલ.

ચાંદલાઓલ—અમદાવાદ.

